# જહાંકેદર.

( એક ઇસ્લામી વાર્તા. )


કર્તા.

નિઝામુદ્દીન એ. કુરેશી.



પ્રગટ કર્તા.

પઠાણ નિઝામખાન નુરખાન વકીલ.

અહમદાબાદ.

ધી અમરસિંહજી પ્રીન્ટીંગ પ્રેસ

અમદાવાદ.

કિંમત ૦—૭—૦

૭૮૬

# જહાંકદર.

( એક ઇસ્લામી વાર્તા. )

કર્તા.

નિઝામુદ્દીન એ. કુરેશી.

પ્રસિદ્ધ કર્તા.
પઠાણ નિઝામખાન નુરખાન વકીલ.
અમદાવાદ.

આવૃતી પહેલી. પ્રત ૧૦૦૦.

ધી અમરસિંહજી પ્રીન્ટિંગ પ્રેસ—અમદાવાદ.

કિંમત રૂ. ૦—૭—૦

# અર્પણ પત્રીકા.

## મુનશી વલી મોહમ્મદ સી. મોઅમિન સાહેબ.

અહમદાબાદી

હાલ માંગરોલ સ્ટેટ.

કાઠીયાવાડ.

પ્રિય સ્નેહી

તમારા અને મારા વચ્ચે આજ લાંબા સમયથી જે પવિત્ર સ્નેહનો સબંધ જોડાયલો છે તેની અદના યાદ તરીકે આ નાહનું નૉવેલ તમનેજ અર્પણ કરતાં આનંદ માનું છું

તા.–૮–૨–૦૮ લી. સ્નેહાધિન

અમદાવાદ. નિઝામ.

# પ્રસ્તાવના.

## શરૂઆતના બે બોલ.

પ્રત્યેક પુસ્તકના પ્રારંભમાં પ્રસ્તાવના લખવાનો રીવાજ પ્રથમથીજ ચાલતો આવેલો હોવાથી મારે પણ મજકુર વાર્તાના પ્રારંભમાં કાંઈક લખવું જોઈએ પણ મુશકેલીની વાત એ છે કે હું મારી આ વાર્ત્તાને કોઈબી રીતે પ્રસ્તાવના લાયક ન સમજતો હોવાથી માત્ર બે બોલ લખી ઉપર મુકેલા મથાળાના મતલબને પુર્ણ કરૂં છું.

આ વાર્ત્તાનો પ્લૉટ એક ઉરદુ નૉવેલ ઉપરથી લેવામાં આવ્યો છે આ વાર્ત્તામાં લખેલી ગુજરાતી ભાષા મુસલમાનો સહેલાઈથી સમજી શકે તેટલા માટે બનતી કોશીશથી સહેલીજ રાખવામાં આવી છે અને ઉરદુ શબ્દોનો વધારે સમાવેશ કર્યો છે, તો પણ મનુષ્ય માત્ર દોષને પાત્ર હોય છે તેથી રહી ગએલી ભુલો સુધારીને વાંચવા દરેક વાંચકને વીનંતી કરૂં છું.

કર્ત્તા.

૭૮૬

# જહાંકદર.

## પ્રકરણ ૧ લું.

ઘેરા દુષ્ટાએ યુવતી, કરી યુવકે સ્હાય;
બી રોપાયું પ્રેમનું, યુવક યુવતી માંહ્ય.

એક વખતે રંગરાગમાં રંગીલી બનેલી દીલ્લી અને અમન ચેનના સબબે શાન્ત બનેલી દીલ્લી, તથા રંગીલા માલેકના રંગીલપણાથી ગુલઝાર બનેલી દીલ્લી, આજે પોતાના પ્યારા બાળકોના લોહીથી લાલચોળ બની ખુન્ખ્વાર આંખો ચમકાવી પ્રદેશીઓને નીહાળી રહી છે. જે દીલ્લી માત્ર થોડાજ કલાક અગાઉ તબલાઓની થાપ અને સારંગીના સુંદર સરોદોની લહેરથી મસ્ત બની રહી હતી તે અત્યારે રૂદન અને વિલાપના છાતી ફાડી નાખનારા અવાજોથી સાંભળનારના જીગરમાં દુઃખના પહાડો ઉભા કરી

રહીછે. જે દીલ્લી થોડાજ વખત પહેલાં પાઘડી શેલા કે મન-હર ટોપીથી માથાને દીપાવી રહેલા જુવાનોના હરવા ફરવાથી દેદીપ્યમાન થઇ રહી હતી તે અત્યારે તેજ જુવાનોની લા-શોથી ભરપુર થવા પામી છે. જે દીલ્લીવાશીઓના માથાં મુગટ અને મણીથી શોભીતા થઇ રહ્યાં હતાં તે અત્યારે દીલ્લીની સડકો અને ગલીઓમાં લોહીથી ખરડાએલા નજરે પડે છે. જે દીલ્લીવાશીઓ અત્તર અને ગુલાબથી ચોળેલા પોશાકો પોતાના શરીરપર ધારણ કરતા હતા તે શરીરો અ-ત્યારે સુગંધીમય પોશાકોની સાથે ધુળમાં પડેલા છે અને થોડીજ વારમાં સદાને માટે ધુળમાં મળી જવાની તૈયારીમાં છે. અહા! શું કિરતારની કળા છે! અહા! શું પરવરની કુ-દરત છે! જે દીલ્લીવાશીઓ માત્ર થોડીજપળ અગાઉ બની-ઠની સુંદર પોશાકોથી સજ્જ થઇ ઘોડાઓપર અસવારી કરી ઘરની બહાર નીકળ્યા હતા તે અત્યારે માટીમાં મળી જનારી લાશના રૂપમાં પોતાને ઘેર પાછા વળ્યા છે કે વળ-વાની તૈયારીમાં છે. ટુંકમાં કહીએ તો અકબર, જહાંગીર અને શાહજહાં પાદશાહોના વખતની ગુલઝાર દીલ્લી અત્યારે દીલ્લીવાશીઓની કતલથી ગમગીનીમાં ગરકાવ બની લાલ આસુંઓની ધારા વરસાવી રહી છે.

પણ છે શું ? શું મોહમ્મદશાહ બાદશાહ જે રંગી-લાના એલકાબથી ઓળખાય છે તેને ગાદીપરથી ઉઠાડી મુ-

કર્યો ? શું આસુફજાહ બહાદુર દીલ્લીની પ્રજાને રઝળતી રખડતી અને બરબાદ થતી સ્થીતીમાં મુકી ચાલ્યા ગયા ? શું લખનઉવાળા નવાબ બહાદુર સઆદતખાન પાટનગર દીલ્લીમાં નથી ? કે આવી રીતે દીલ્લીવાશીઓપર જુલમ ગુજરી રહ્યો છે અને છેક ઇરાનથી મોહમ્મદશાહનો મેહમાન બની દીલ્લીમાં આવેલો નાદિરશાહ ઉઘાડી તલવાર મુકી દીલ્લી વાશીઓની કતલે આમનો હુકમ આપી ઘાતકી અને નિર્દય બનીને બેઠો છે ? અને ઇરાની સીપાઓ દીલ્લી વાશીઓના માથાને કંદમુળની પેઠે પોતાની શમશીરોથી કાપી લોહીની નીકો વેહવડાવે છે આ ગરીબ દીલ્લી વાશીઓ પર ગજબ ન કહેવાય તો બીજું શું કહેવાય ?

એક તરફ કતલ થએલા દીલ્લીવાશીઓની લાશોનો છાતી ફાડનારો દેખાવ અને બીજી તરફ ઇરાની સીપાહોની નિર્દયતાનો સીન વધુવાર ન બતાવતાં વાંચકોનું લક્ષ બીજીજ તરફ ખેંચવામાં આવે છે જ્યારે નાદિરશાહી હુકમની ખબર દીલ્લીના દરેક રેહનારને પડી ત્યારે તેમાંના જે શુરા અને બહાદુર હતા તેઓ તલવારો લઇને મેદાનમાં પડયા અને જે બીકણ તથા એશઆરામના સબબે પુર્વજો તરફથી મેળવેલ શુરાતનપણું ગુમાવી બેઠા હતા તેઓ પોતાની માલમીલકત અને છોકરા છઇયાની સાથે વાડી વજીફા તથા ઘરબાર મુકી

દીલ્લીની બહાર અમનની જગ્યા શોધવા નાહસી ગયા હતા તેથી દીલ્લી શહેરમાં અત્યારે ભારે શુન્યકાર ભાસી રહ્યું હતું. મોહટામોહટા મહેલોનાં બારણું ચોપાટ ઉઘાડાં પડયાં હતાં જે મેહલોની દેવડીઓ ઉપર પચાસ પચાસ અને સાઠ સાઠ માણુસો પેહરા ઉપર રહેતા હતા તે દેવડીઓ અત્યારે સુની પડી હતી. અહા ! કેવો ભયંકર દેખાવ ! એક નાદિરશાહના હુકમનો આટલો બધો અસર કે જોત જોતામાં હજારો માનવીઓ બેજાન થઈ ગયા અને સેંકડો સ્વદેશ તજીને ચાલતા થયા. જે વખતે ઇરાનીઓ દીલ્લીવાશીઓપર પોતાની તલવારોના દાવ અજમાવતા હતા અને બીકણુ અમીરો ઘરબાર મુકી નાસતા હતા તે વખતે કેટલાક ઇરાની સીપાઇઓ હાથમાં લોહીથી ખરડાએલી તલવારો લઇ દીલ્લીવાશીઓના ઉઘાડા રહેલા ઘરોમાં પેસી લુટ ચલાવતા હતા. દીલ્લી વાશી અમીરોના મહેલ્લામાં બે ઇરાની સીપાઇઓ ગયા અને એક મોહટા મેહેલના ચોક આગળ આવ્યા જ્યાં તેઓની નજર એક યુવાન બાળા ઉપર પડી જે અત્યારે પોતાની સામે ઉઘાડી તલવારો લઈ આવતા ઈરાની સીપાઇઓને જોઇ અકળાયલી અને ઘભરાયલી લાગતી હતી, અને બીકના લીધે થર થર ધુજતી તથા કંપતી હતી. તેણીના શરીરમાં બે પારકા ઘાતકી પુરૂષોને જોઇ પરસેવાના ઝોબેઝોબ છુટવા લાગ્યા.

ઇરાની સીપાઇઓ આ યોવનમાં ભરપુર ઘુંઘરીયાળા વાળવાળી તથા જોબનના મદમાં મસ્ત બનેલી અને ચંદ્રને શરમમાં નાંખી દેનાર મુખવાળી બાળાને જોઇ બેભાન સ્થીતીમાં આવી પડયા અને સતબ્ધ પુતળાની પેઠે કાંઇપણ હાલ્યા ચાલ્યા વિના તેણીના મનોહર અને મસ્ત ચક્ષુઓવાળા મુખને નીહાળતા તેણીના સામે ઉભા રહ્યા. દશ મીનીટની ચુપકીદી બાદ તેમાંના એક સીપાઇએ ફારસી ભાષામાં તે મૃગનયનીને પુછયું.

સીપાઈ—સુંદરી આપ કોણ છો ? અને આવા મોહટા મહેલમાં એકલાં કેમ રહ્યાં છો ?

યુવતી—( ફારસી ભાષામાં ઘભરાઇને બીહતાં બીહતાં ) તમોને એ સવાલ પુછવાની કાંઇ જરૂર નથી, પૈસોટકો જેટલો જોઇતો હોય તેટલો પેલી સામેની કોટડીમાંથી લઇ લ્યો અને ચાલતા થાઓ.

૧. સીપાઈ—બાળા ! પૈસાની વાતો પછી, પ્રથમ એ કહોકે તમે કોણ છો ?

યુવતી—હું કોણુ છું તે બતાવાની કાંઇ જરૂર નથી પૈસા જોઇતા હોય તો જાઓ.

૧. સીપાઇ—અમે પૈસાના લાલચુ નથી પણ તમે પ્રથમ કહો કે તમારા માતપીતાના નામ શું ?

યુવતી—એ હું બતાવી શકતી નથી.

૨. સીપાઇ—(પહેલા સીપાઇને બોલતો અટકાવીને) જો આપની ઇચ્છા માતપીતાના નામ બતાવવાની ન હોય તો અમને કાંઇ વધારે પુછવાની જરૂર નથી પણ શું તમે અમારી સાથે ચાલશો ?

યુવતી—( ગુસ્સાના આવેશમાં આવી જરા પાછળ હઠીને ) શું હું તમારી સાથે આવું ? ના ! ના ! જીવતાં તો નહિ !

આટલું કહેતાંની સાથેજ યુવતીએ પોતાની કમરમાંથી કટારી કાઢી અને તે હાથમાં મજબુત પકડી બંને સીપાઇઓના સામે તાકી ઉભી રહી. ઇરાની સીપાઇઓ અબળાની બહાદુરી જોઇ અચંબામાં પડી ગયા અને બહુ હેરતની સાથે એકે બીજાના મુખ સામે જોયું અને પહેલા સીપાઇએ બીજાને કહ્યું.

૧. સીપાઇ—આ બાળા તો બહાદુર જણાય છે.

૨. સીપાઈ—અરે બહાદુર શાની ? એક હાથના બ-રાબરે નથી.

૧. સીપાઇ—ના ! ના ! જરા જોતો ખરો, તેના મ-નોહર મુખની ઉજ્વળતામાં બહાદુરીનો કેવો પ્રકાશ પડી ર-હ્યો છે, હું તો તેની ભ્રમર કટારીનોજ ઘાયલ બની ચુ-ક્યો છુ.

૨. સીપાઇ—અરે જા જા ગાંડા ! આવું શું બોલે છે. એ બીચારીના શા ભાર છે.

૧. સીપાઈ—હું તો તેને વશ થઈ ગયો.

૨. સીપાઇ—ચાલ ચાલ ! આવી નપુષકપણાની વાતો ન કર, જો ખરેખર તું તેનો ઘાયલ અને આશક બન્યો હોય તો હીમ્મત કર આપણે બન્ને જણા મળીને તેને પકડી લઇએ પછી ઉતારાપર તારી મરજીમાં આવે તેમ કરજે પણુ અત્યારે આવી વાતો ન કર.

૧. સીપાઇ—પણુ મને તો તેની મુખ મુદ્રાપરથી વર્તાય છે કે તે કાંઇ બોલ્યા ચાલ્યા વિણુ આપણા કબજામાં આવી જાય તેવી નથી, તેણી જરૂર પોતાનું પતિવ્રતપણું સાચવવા માટે પોતાનો જીવ પણુ આપવા તૈયાર થઇ જશે.

૨. સીપાઇ—ત્યારે આપણે નરમાશથી કામ કાઢીએ તો કેમ ?

૧. સીપાઇ—હા ! નરમાશથી કામ કાઢીશું તો દાવમાં આવી જશે નહિંતો જોર જુલમ કરીશું તો પ્રાણુ કાઢતાં વાર નહિ લગાડે.

આવી રીતે બન્ને સીપાઈઓએ વિચાર કરી તે યુવતીની જરા પાસે ગયા અને તેમાંના એક જણાએ નરમાશથી કહ્યું.

૧. સીપાઇ—સુંદરી ! મને તમારા ઉપર તથા તમારા યૌવન ઉપર બહુજ દયા આવે છે કેમકે અમે તો અત્યારે તમારા હુકમને માન આપી ચાલ્યા જઇશું પણ અમારામાં-ના બીજા કેટલાક અજ્ઞાન સીપાઇઓ આવી તમોને પજવશે.

પહેલા સીપાઇએ યુવતીને વાતમાં લગાડી અને બી-જા સીપાઇએ તેને વાતોમાં લિન થએલી જોઇ પાછળથી આવી કમરમાંથી પકડી લીધી યુવતીએ તરતજ કટારી ઉ-ગામી અને પોતાની છાતીમાં ભોંકવાની તૈયારીમાં હતી કે પહેલા સીપાઇએ તેણીનો કટારીવાળો નાજુક હાથ પકડી લીધો. પોતાના પવિત્ર શરીર અને હાથને અપવિત્ર સીપા-ઇઓનો હાથ લાગેલો જોઇ તેણી ઘણીજ ગભરાઇ ગઇ અ-ને "હાય કોઇ બચાવો" ની ખુમ પાડી બેહોશ થઇ ગઇ યુવતીને બેહોશ થએલી જોઇ હજુ તો સીપાઇઓ તેના ચં-દ્ર સમાન મુખડાને નીહાળતા ઉભાજ હતા કે એટલામાં એક હીંદુસ્તાની યુવક હાથમાં તલવાર લઇને આવી પહોં-ચ્યો, અને ઇરાની સીપાઇઓના તરફ ક્રોધની નજરે જોઇ કહેવા લાગ્યો.

યુવાન—કેમ હજુ સુધી નાદિરશાહી જુલમનો અંત આવ્યો નથી ?

સીપાઇઓ—શું હજુ સુધી મેહમાનોની કતલ બંધ થઇ નથી ?

આ સાંભળતાંજ યુવાનની આંખો લાલચોળ થઇ ગઇ અને તલવારને કબજામાંથી બરોબર મજબુત પકડી બોલ્યો.

યુવાન—અફસોસ ! મોહમ્મદશાહ રંગીલાના એશ આરામના સબબે હીંદી સીપાઇઓ સ્ત્રીઓ કરતાં વધારે નરમ બની ગયાં છે, નહિંતો આજે હીંદીઓ તરફની મહેમાનદારીનો સ્વાદ નાદિરશાહી ફોજને સારી રીતે ચખાડવામાં આવતે.

સીપાઇઓ—તમારી મેહમાનદારી જોઇ લીધી, પોતાના ઘરમાં દગાથી મેહમાન બોલાવી અમારા બહાદુર ઇરાની સીપાઇઓની કતલ ચલાવી.

યુવાન—આ નિચ કામ તો કોઇ લુચ્ચા લફંગાની ટોળીનું છે જેણે આવી બુમ ઉડાવી કતલ શરૂ કરી નહિ તો અમારી વફાદાર શમશીરોએતો લાંબા કાળથી મ્યાન બહાર નીકળવુંજ મુકી દીધું છે.

સીપાઇઓ—હશે, હાલ આ વાત જવાદો, પ્રથમ એ કહો કે અત્યારે આપ કેમ પધાર્યા છો ?

યુવાન—આ લાચાર નિરાધાર અબળાની બુમ સાંભળી સ્હાય માટે.

સીપાઇઓ—શું આપ સ્હાય માટે પધાર્યા છો?

યુવાન—જી હા!

સીપાઇઓ—(જરા હસીને) શું સાચે સાચું?

યુવાન—તો શું તમે જુઠ માનો છો? જો કદાચ તમારી કમનસીબીએ તમે જુઠ માનતા હોવતો આવી જાવ મેદાનમાં!

આ સાંભળી બન્ને ઈરાની સીપાઇઓ તલવારો લઇ આવેલા બહાદુર યુવાન ઉપર ધસી પડ્યા. યુવાને ઘણીજ બાહોશી અને બહાદુરીથી ઇરાનીઓના વારને ખાલી જવા દીધો, અને પછી પોતે ખરા શુરવિરપણાથી લઢવા લાગ્યો.

પેલી યુવતી બેહોશ થઇને પડી હતી તે અત્યારે હોશમાં આવી, અને એક બહાદુર યુવાનને ઈરાની સીપાઇ-ઓ સાથે લડતો જોઇ સમજી ગઇ કે અવશ્ય આ યુવાન મારી બુમ સાંભળીને સ્હાય કરવા આવ્યો છે તેથી તેણી ઘુંટણીએ પડી પાક પરવરની પાસે દોઆ માંગવા લાગી કે

હે! નિરાધારોના આધાર! લાચારોની વ્હારે ચઢનાર! અને હે! ગરીબોની સ્હાય કરનાર પાકપરવરદિગાર! બન્ને જહાંનના પેદા કરનાર પિતા! મારા જેવી એક લાચાર નિરાધાર અબળાની બુમ સાંભળી સ્હાય કરવા આવેલા આ બહાદુર યુવાનનો વિજય કર અને તેના દુશમનો પરાજય....

હજુ યુવતીએ પોતાની દોઆ સમાપ્ત નહોતી કરી કે પરમ કૃપાળુ પરવરની સ્હાયતાથી બહાદુર યુવાને બન્ને સીપાઇઓને એકજ તલવારના વારથી પેલી જહાંનમાં પોંહ-ચાડી દીધા. જ્યારે યુવતીએ યુવાનને વિજય પામેલો જોયો ત્યારે તેના મુખમાંથી નીકળ્યું કે હે! નિરાધારોના આધાર! તારી કુદરત ન્યારી છે, તારી કળાઓ તુંજ જાણે છે, તારા જેટલા વખાણ કરૂં તેટલાં થોડાં છે, આટલું બોલી યુવતી ઘુંટણ મંડીએ પડેલી હતી તે ઉભી થઇ અને જેવું યુવાન ના મુખ સામે જોયું તેવુંજ તેના મનમાં અજબ રાંતનો ફેરફાર થઇ ગયો. મોઢાં પર પ્રીકાશ વળી ગઇ, દીલ ધડકવા લાગ્યું, અને શરીરમાં ધ્રુજરી છુટી, માથાપર પરસેવો વળી આવ્યો, શરમ અને લજ્જાએ તેની આંખોને નીચી કરી દીધી પગથી ભોંય કોતરતાં મનમાં વિચાર કરવા લાગી કે અહા! કેવો બહાદુર ! કેવો શુરવિર ! (યુવાનને પોતાની તરફ આ-વતો જોઇ) શું તે મારી તરફ આવે છે? હા ! હા ! ત્યારે શું હું તેનાથી વાત કરૂં ? ના ! ના ! પારકા પુરૂષની સાથે પડદામાં રહેનારી એક બાળા કેવી રીતે વાત કરી શકે ? પણ નહિં. તેતો મારો રક્ષણ કર્ત્તા તથા જીવ જોખમે મારા પડદાને બચાવનાર છે અરે ! તેતો મારીજ પાસે આવે છે ? હા ! હા! તેતો આવ્યો, શું કરૂં ? વાત કરૂં ? ઉપકાર મા-

નું ? મુખથી બોલું ? કે હાથના અણુસારાથી આભાર મા-
ની કોટડીમાં સંતાઇ જાઉં ? યુવતી પોતાના વિચારોના તુ-
રંગોમાં અહિં સુધી પોંહચી હતી કે બહાદૂર યુવાન તેની
પાસે આવી પહોંચ્યો અને ઘણીજ નરમાશથી ધડકતા દી-
લે બોલ્યો.

યુવાન—બાળા ! શું તમારા ઘરના માણસો તમને
એકલા મુકી ન્હાસી ગયા ?

યુવતી—( શરમથી નીચુ મુખ કરીને ) જી હા !
નાદિરશાહી ફોજની બીકથી કોણ જાણે ક્યાં ચાલ્યા ગયા.

યુવાન—સુંદરી ! તમારા પિતાનું નામ ?

યુવતી—( જરા અચકાઇને ) નવાબ ફરહતુદદોલા,

યુવક—શું તમે નવાબ ફરહતુદદોલા બહાદૂરની પુત્રી
છો ?

યુવતી—જી હા !

યુવાન—અફસોસ ! નવાબ સાહેબનું મન તમોને એ-
કલા મૂકો ચાલ્યા જવાનું કેમ થયું ?

યુવતી—તેઓ મને મુકી નથી ગયા પણ હું મારી
મેળેજ રહી છું, કેમકે રસ્તામાં કે બજારમાં નાદિરશાહી
ફોજથી બેઆબરૂ થવા કરતાં હું અહિ એક ખુણામાં પડી

રહેવું હજાર દરજ્જે વધારે બહેતર સમજતી હોવાથી અહિં એકલી રહી છું.

યુવાન—હવે નાદિરશાહી ફોજનો પેહલા જેવો જુલમ રહયો નથી કેમકે નવાબ આસુફજાહ બહાદૂરે નાદિરશાહની પાસે જઈ પોતાની થએલી ભુલ માટે માફી માંગી છે.

યુવતા—(આ પહેલીજ વખતે યુવતીએ યુવાનના મુખ સામે જોયું) પણ આવી કતલ ચાલવાનું કારણ ?

યુવાન—કતલ ચાલવાનુ મુળ કારણ તો બીજું કાંઈજ નહિ પણ જ્યારે આપણા બાદશાહ મોહમ્મદશાહ રંગીલા નાદિરશાહને મેહમાન બનાવી દીલ્લીમાં લાવ્યા ત્યારે તેઓ માટે મોહટું જમણ કર્યું. જમણના દીવસે કોઈ લુચ્ચા લફંગા કે બદમાશની ટોળીએ બુમ ઉડાવી કે "નાદિરશાહને મારી નાંખ્યો" આ સાંભળતાંજ ઈરાની સીપાઈઓ ઉશકેરાઈ ગયા અને તલવારો મ્યાનમાંથી કાઢી દીલ્લીવાનોની કતલ ચલાવવા લાગ્યા. જ્યારે આ વાતની નાદિરશાહને ખબર પડી ત્યારે તે બહુજ ગુસ્સે થયો અને પોતાના ઉતારા ઉપરથી જુમા મસજીદમાં આવ્યો અને તલવારને મ્યાનમાંથી કાઢી સઘળી ફોજને કતલે આમનો હુકમ આપ્યો. કતલે આમનો હુકમ મળતાંજ સઘળા ઈરાનીઓ તુટી પડ્યા. થોડીજ વારમાં આખા શહેરમાં હાહાકાર વરતાઈ ગયો. આ હાલત જોઈ

નવાબ આસુફજાહ બહાદુર નાદિરશાહની પાસે દોડ્યા અને પોતાની પાઘડી તેના પગ પર મુકી આજીજીની સાથે આંસુ ઓ કાઢી માફી માંગી કતલ બંધ કરવાનો હુકમ આપવા વિનંતી કરી. નાદિરશાહે એક ઘરડાને આવી રીતે બોલતો અને આજીજી કરતો જોઇ કતલ બંધ કરવાનો હુકમ આ- પ્યો. અને પોતે હમણાજ મસજીદમાંથી ઉઠી પોતાના ઉતારા પર ગયો.

યુવતી—આ બનાવ તો બહુજ ભયંકર બન્યો છે ખુ- દા ફરી ન દેખાડે.

યુવાન—ભયંકર તે કેવો ભયંકર જે ઇતીહાસોમાં લાખો વરસ સુધી રહેશે.

યુવતી—હું આપનો ઉપકાર માનવો તો ભુલીજ ગઇ.

યુવાન—એમાં ઉપકાર માનવા જેવું કાંઇ છેજ નહિ એતો મારા મોહટા નસીબ કે તમારા જેવી બાળાની સ્હાય કરવાની તક મળી.

આ સાંભળી યુવતીએ પોતાની આંખો શરમથી નીચી કરી લીધી અને યુવાનના શુરવિરપણાની મનમાંજ પૃશંસા કરવા લાગી યુવાન દશ પંદર મીનીટ સુધી યુવતીના સુંદર ચેહરાને નિહાળી મનમાં નિશ્વાસ નાંખી સ્વાગ્ત બોલ્યો.

યુવાન—સુંદરી હવે રજા છે ?

યુવતી—આપને મારા માટે બહુજ દુ:ખ વેઠવું પડયું ?

યુવાન—નહિ કાંઇ નહિ, આપ આવું ન બોલો.

યુવતી—આપનો આભાર તો મરતાં સુધી ભુલાય તેવો નથી.

યુવાન—મને નાહક ગુનેહગાર ન બનાવો.

યુવતી—હાથે કરીને બનવાની કોશીશ......................
આટલું બોલી શરમના લીધે અટકી ગઇ.

યુવક—ત્યારે ફરી દર્શન....................................

યુવતીએ શરમથી થોડીવાર સુધી મુખ નીચું રાખ્યું અને ફરી યુવાનની તરફ જોઇ કહ્યું " ઇનશા અલ્લાહ " આ સાંભળી યુવાન એક ઝીણી હાય ખેંચી તલવારને મ્યાન કરી સુંદરીના મુખને નિહાળતો ઉભો રહયો.

## પ્રકરણ ૨ જું.

યુવતીને મળવા યુવક, રાતે બાગમાં જાય
જોઇને દાસી દીલમહીં, ભષ્મ બળીને થાય.

નાદિરશાહ દીલ્લીથી ગયો તેને લગભગ એક મહિનો થવા આવ્યો જે બિચારા નિર્દોષ દીલ્લીવાશીઓનું લોહી શહેરની સડકો ઉ-પર રેડાયું હતું તે પણ સુકાવા લાગ્યું જ-ખમી થયલા માનવીઓના જખ્મ મલમ પટાના ઇલાજથી રૂઝાવા લાગ્યા પણ જે ભારે જખ્મો અબ-ળાઓના જીગરમાં પોતાના પ્યારા ખાવીંદો, દીકરાઓ, અને પુત્રોના કતલ થવાના લાગ્યા હતા તે હજુ સુધી રૂઝાવા પામ્યા નહોતા. જે દીલ્લીવાશીઓ પોતાના ઘરના બૈરાંઓ અને છોકરાઓને " હમણા બહાર જઇને આવીયે છીએ " એમ કહીને ગયા હતા તે પાછા મરણ પથારીએ પડેલા આવ્યા કે સદાને માટે બૈરા છોકરાને મુકી માટીમાં મળી ગયા. તેમની પાછળ રહેલા કુટુંબનો છાતી ફાડનારો વિલાપ ઓછો નહોતો થયો અને જે બાળાઓના લગ્નને થોડાજ

દીવસ વીત્યા હતા તેમના પતીઓના કતલ થવાથી તેણીઓ જે રૂદન કરતી હતી તેમાં લગારે ફેર નહોતો પડયો. જે ઘરડી અને કમરમાંથી વાંકી વળી ગયેલી ડોસીનો એકનો એક પુત્ર કે જે "અંધાની આંખડીને લાલાની લાકડી" ના પેઠે હતો તેના કતલ થવાથી એ ડોસીની વૃદ્ધ અવસ્થાનું રડવું અંશમાત્ર પણ ઓછું થયું નહોતું. દીલ્લીની સુનસાન અર્ધ રાત્રીના સમયે જખ્મી જીગરમાંથી નીકળેલા હાયના ભણકારા અને રૂદનના સબબે આંખોથી નીકળતી અશ્રુની ધારા સાંભળનાર અને જોનારના જીગરમાં જબરો જખ્મ લગાવતી હતી.

આનંદના દીવસો હોય કે રંજના, ખુશીના દહાડા હોય કે ગમના, હર્ષના દીવસો હોય કે શોકના કોઇ કાળે પણ સરખા રહી શકતાજ નથી જેમ આનંદ, ખુશી, અને હર્ષના દીવસો વીતે છે અને સમો બદલાય છે તેમ રંજ, ગમ, અને શોકના દીવસો પણ રહેવા પામતા નથી. હર્ષની પછવાડે શોક અને શોકની પછવાડે હર્ષ, એ જમાનાનો નિયમ હોવાથી દરેક પોતાનો અમલ બેસાડે છે. માનવી માત્રને હર્ષ પ્રાપ્ત થાય છે તેની સાથેજ શોકનો સ્વાદ પણ મળ્યા વિણ રહેતોજ નથી તેવીજ રીતે એક વખતની આનંદી દીલ્લી આજે ભારે રંજમાં ગરકાવ બની રહી છે, પણ રંજના લીધે કાંઇ

જગતનો કારોબાર અટકી પડે એમ ન હોવાથી પેહલાના જેવી રેલછેલ શરૂ થઈ ગઈ છે માત્ર ફેર આટલોજ છે કે પ્રથમ દરેક માણસના ચેહરા દીલ ખુશ હોવાના સબબે ખુશાનુમા લાગતા હતા પણ અત્યારે જે માણસના ચેહરા ઉપર નજર પડે છે તેમાં થોડેક અંશ શોકનો ભેળવાયલો જ ણાય છે તો પણ હર્ષ, શોકના સબબે દુન્યાનો ચક્ર ફરતો બંધ ન પડતાં પ્રથમની પેઠેજ પોતાની નોકરી બજાવે જાય છે.

અમે ઉપર કહી ગયા તેમ નાદિરશાહની ફોજને દીલ્લીથી ગયાને એક માસ વીતી ગયેલો હોવાથી દીલ્લીની સડકોપર આગળ જેવી નહિ પણ તેથી જરા ફીકી ગરબડ શરૂ થઇ ગઇ છે રાતની વખતે ચાંદની રાતની બહાર લુંટવા નીકળતા સેલાનીઓની સંખ્યા જોકે પેહલા જેવી નથી તોપણ કેટલા ક સેલાનીઓ શોકને દુર કરવા આજે ચાંદની ચોક તરફ લ ટાર મારવા ઉતરી પડયા છે, રાતના નવ વાગ્યાનો અમલ થએલો હોવાથી પાનબીડી અને ફુલવાળાની દૂકાનો અધીં ઉપર ઉઘડેલીજ જણાય છે, કોઇ પાન આવા ઉભો રહયો છે, તો કોઇ ફુલના હાર પહેરવા માટે ગંજવામાંથી પૈસા કાઢે છે, કોઇ વિચારમાં લીન બની જલદી મિત્રોથી જુદા પડવાની કોશીશ કરે છે, તો કોઇ સામેના બંગલાઓ ઉપર પૈસાપર કુરબાન થનારી કુલટાઓ કે જેણીઓ ચહેરામાં તો

અપસરાને ભાન ભુલાવે તેવી જણાય છે પંણ બાતેનમાં આદરેલા ધંધાના સબબે ડાકણોને શરમાવી દે એવી છે તે ઓના ચહેરાઓને જોઇ તેઓના કટાક્ષ બાણ તરફ નજર બીલાવી ઉભો રહયો છે. કોઇ ગાનતાનપર કુરબાન બની એક પાનના બીડાપર શાન અને ભાન ગુમાવી શયતાન બનવાની તૈયારીમાં છે તો કોઇ મસજીદમાં નમાઝની બાંગ સાંભળી " લબ્બેક " ની સદા પોકારતો પ્યારા પરવરની પ્રાર્થના માટે ઉતાવળા પગે દોડે છે. એવામાં એક માણસ બહુજ સપાટાબંધ ચાંદની ચોકનો રસ્તો વટાવી પાસેની ગલીમાં થઇને અમીરોના મહેલોની પાસે આવેલા બગીચાની દીવાલ પાસે આવી ઉભો રહયો. ચાંદનીના અજવાળામાં જોતાં જણાયું કે તેતો આપણી વાર્ત્તાનો નાયક, અને નાદિર શાહી કતલના દીવસે યુવતીને ઇરાની સીપાઇઓના પંજામાં થી મુક્ત કરાવનાર યુવાન છે, તે થોડીવાર સુધી દીવાલ પાસે થોભ્યો અને ફરી દીવાલને પકડી ઉપર ચઢી જઈ બગીચામાં કુદયો. બગીચામાં આવી લીંબુના ઝાડોની ઘટામાં મુકેલા એક બેંચ ઉપર બેઠો અને પોતાના બંને હોઠોને પકડી સીટી વગાડી. થોડીજવાર ગુજરી હશે કે બગીચાની સામેના મહેલનો દરવાજો ઉઘડયો અને તેમાંથી તેજ યુવતી નીકળી કે જેણીને આપણા યુવાને ઈરાની સીપાઇઓના

સપાટામાંથી છોડાવી હતી. યુવતીએ મહેલનો દરવાજો ધીમે થી બંધ કર્યો અને ફરી બગીચામાં ચારે બાજુએ નજર નાંખતાં જ્યાં યુવાન બેઠો હતો ત્યાં આવી. યુવતીને પોતાની તરફ આવતી જોઇ યુવાન ઉભો થયો અને જ્યારે તેણી તેનાથી થોડેજ દૂર આવી પહોંચી ત્યારે આવકાર આપતાં કહ્યું.

યુવાન—જો કે મારો જીવ આપના દર્શનનો આતુર બની રહયો હતો. પણ પીતાશ્રીના કામના લીધે આવવામાં વાર થઇ તે માટે માફીનો ઉમેદવાર છું.

યુવતી—( લજ્જાના લીધે નીચી નજરે ) હું એકાદ વખત આંટો ખાઇ ગઇ હતી પણ આપને ન પધારેલા જોયા તેથી નિરાશ થઇ પાછી ફરી હતી. આપના પીતાશ્રીના કામ સબબે વાર થઇ તેમાં માફ માંગવાની કાંઇ જરૂર નથી.

યુવાન—( પોતાની સામેના બેંચ પર બેસવાનો ઇશારો કરતાં ) બાળા ! અહિં બેસો અને મારા કરમની કહાણી સાંભળો. મેં જ્યારથી આપના મનહર મુખડાના દર્શન કર્યાં છે ત્યારથી ઉંઘ, ભુખ; અને આરામ એક પળ માટે પણ મારી પાસે આવવા પામ્યા નથી. દરરોજ રાત દીવસ આપની સુંદર છબી મારા ચક્ષુઓ આગળ રહે છે અને હૃદયના અંદર વસે છે.

યુવતી—( યુવાનની સામેની બેંચપર બેસીને ) અને મારી સ્થીતિ પણ..........( શરમના સબબે વધુ ન કહેતાં ચુપ થઇ ગઇ. )

યુવાન—સુંદરી ! શું આપણે બન્ને એક નહિ થઇ શકીએ ? ( યુવતીએ કાંઇ જવાબ ન આપ્યો. )

યુવાન—બાળા ! શું હું હમેશ આપનો વિયોગ, દુઃખ ઉઠાવતો રહીશ ?

યુવતી—ખુદા ન કરે !

યુવાન—આમીન !

યુવતી—આપનું નામ અને ઠેકાણું મને અત્યાર સુધી જણાવ્યું નથી માટે હરકત ન હોય તો કૃપા કરી જણાવશો. કોઇ દીવસે કદાચ મારા પિતાશ્રી આપનો ઉપકાર માનવા માટે બોલાવવા ઇચ્છે તે વખતે તેમને હું કહી શકું, અને આપની તબીયત માટે હું પણ કોઇ દીવસ પત્ર પાઠવી ખબર મંગાવી શકું, અથવા મારી ખબર મોકલી શકું.

યુવાન—મારૂં નામ જહાંકદર અને ઠેકાણું કાશમીરી દરવાજાની પાસે.

યુવતી—( કેવું પ્યારૂં નામ છે એમ મનમાં વિચાર કરતી ) પીતાશ્રીનું નામ ?

જહાંકદર—નવાબ અનીસુલમુલ્ક.

આ સાંભળી યુવતીએ એક ઝીણી હાય ભરી અને જહાંકદરના ચેહરાપર નિરાશાની નજર નાખતાં કહ્યું.

યુવતી—પરવરદિગાર! વિયોગ સાગરથી પાર ઉતારી છેવટ સારૂ લાવે.

જહાંકદર—આમીન!

તે પછી જહાંકદરે યુવતીના હાથને પોતાના હાથમાં પકડી, પોતાની બેંચપર બેસવાનું કહી યુવતીને પુછ્યું.

જહાંકદર—બાળા! આપના મુબારક નામથી હું અત્યાર સુધી અજાણ્યો રહયો છું માટે કૃપા કરી ફરમાવો.

યુવતી—( જહાંકદરની બેંચપર તેનાથી થોડી દુર બેસીને ) મારૂ નામ આલમઆરા!

જહાંકદર—અહા! કેવું સુંદર મનહર, અને મીઠું નામ છે. સુંદરી આલમઆરા જુઓ! અને સાંભળો, મારા અને તમારા વચમાં જે પવિત્ર પ્રેમની ગાંઠ જોડાઈ છે તેની પવિત્રતા માટે આપણે બન્ને એ તે પરવરદિગારને વચમાં રાખવો જોઈએ, કે જેણે આપણા મનમાં પવિત્ર પ્રેમનો અંકુર વાવ્યો છે. આપણે જ્યાં સુધી મળીએ ત્યાં સુધી સાચા અને પ્રેમના મનથી મળીએ. જો આપણે સાચા અને ખરા પવિત્ર પ્રેમી હોઈશું તો અવશ્ય તે પાક પરવરદિગાર આપણી ભવિષ્યની સઘળી વાંચ્છનાઓ પુર્ણ કરશે.

આલમઆરા—સત્ય છે, આપનું કહેવું તદન વ્યાજબી છે. મારી પણ અંતઃકરણપુર્વક એજ ઇચ્છા છે.

જહાંકદર—ત્યારે પ્રીય આલમઆરા ઉભાં થાઓ ! અત્યારે આપણે બન્ને જણા મળીને શુદ્ધ અંતઃકરણથી તે પરવરની પાસે યાચના કરીએ કે જે આપણી સઘળી વાંચ્છનાઓ પરીપુર્ણ કરવા શક્તિ ધરાવે છે.

આ સાંભળી આલમઆરા ઉઠી, જહાંકદર પણ ઉઠયો. અને બંને જણા ઝાડોની ઘટામાંથી બહાર આવી ગુલાબના ઝાડની પાસેની જગ્યામાં ઘુટણ મંડીએ પડયા. અને આકાશ તરફ મુખ કરી કહેવા લાગ્યાં.

હે ! આકાશ અને પૃથ્વીને પેદા કરનાર પિતા ! હે! સર્વ જગત ઉપર રાજ્ય ચલાવનાર જગનીયંતા ! હે! નિરાશ થએલાઓની આશા પુર્ણ કરનાર જગદીશ ! હે! બંને જહાનના બળવંતા બાપ ! અમોને તેંજ જગતમાં જન્મ આપીને મોકલ્યાં છે, અમોને તેંજ અત્યાર સુધી સુખમાં ઉછેર્યાંછે. અમોને તેંજ એક બીજાને ચાહતા શીખવાડયાં છે, અમોને તેંજ એક બીજાના પ્રેમી બનવાનું સુચવ્યું છે, અમોએ અત્યાર સુધી તારી પાસે જે જે વસ્તુની ઇચ્છા કરી તે સર્વે તેં અમને આપી છે, અમોએ જે માગ્યું તે બધું તેં બક્ષીસ કર્યું છે, અમોને તેં અત્યાર સુધી કોઇના મોહતાજ

બનાવ્યા નથી, અમો જે કહેતાં ગયાં તે સઘળુ તેં અર્પણ કર્યું છે. અમે તારા જેટલા આભાર, ઉપકાર, અને એહસાન માનીએ તેટલા થોડા છે. અમારી જીભમાં એટલી શકિત નથી કે તારી મોટાઇ અને વડાઇનું વર્ણન કરી આભાર માનીએ હે હાઝર અને સર્વવ્યાપક પિતા ! અત્યારે અમે બંને પ્રેમીઓ પોતાના પ્રેમમાં પવિત્ર રેહવા બાબે તારી સ્હાય માગીએ છીએ. આશા છે કે પવિત્ર ધર્મનો જ્યાં સુધી અમને એક બીજાની જીંદગીને ભાગીદાર બનવાનો ફરમાન મળે નહિં ત્યાં સુધી અમે શુદ્ધ અંતઃકરણથી મળીએ તેમાં કોઇ પણ જાતની ભુલ અમો અલ્પ મતીવાળાતરફથી થાય નહિ એવી બુધ્ધી તું અમને અર્પણ કરીશ હે ! સહાયકારી બાપ! અમે અમારી વિનંતી પુરી કરતાં પહેલાં ફરી એકવાર પ્રેમ સાગરમાંથી સહીસલામત પવિત્ર રીતે પાર ઉતરવા માટે તારી સ્હાય માગીએ છીએ, તે તું પરીપુર્ણ કર.

આકાશમાં ચમકી રહેલો ચંદ્ર જે ઘણીવારથી પોતાનો ઠંડો પ્રકાશ આ બંને પ્રેમીઓપર નાંખી રહયો હતો અને આકાશમાં વીખરાયલા તારાઓ ઝમક ઝમક થઇને આ બંને સાચા પ્રેમીઓને નિહાળી રહયા હતા, તથા બગીચાના સઘળા ઉંઘમાં પડેલા ઝાડો જેઓ આ બંને પ્રેમીઓની શુદ્ધ અને સાચી પ્રેમ લાગણી જોઇ ઝુકી રહયાં હતાં

તે સઘળાઓએ યાચના પુરી થવા ઉપર " આમીન " " આમીન " નો સાદ પોકાર્યો અને મહેલના ઘડીઆળે બારનો ટકોરો વગાડી સાક્ષી પુરી કે અવશ્ય આ બંને સાચા પ્રેમી આગળ ઉપર એક બીજાની જીંદગીના ભાગીદાર બનશે.

યાચના કરી રહ્યા પછી બન્ને પ્રેમીએ બેંચ પરઆવીને બેઠા પણ સાથે ઘડીઆળમાં બારના ટકોરા સાંભળી જહાંકદર ગભરાયો અને યુવતી પણ જરા અકળાયલી લાગી. જહાંકદરે ઘડીઆળમાં બાર ટકોરા વાગી રહ્યા પછી કહ્યું.

જહાંકદર—અહો ! બાર વાગી ગયા ?

આલમઆરા—હા ! જુઓને આજે ઘડીઆળ પણ પોતાની નોકરી બહુજ જલદી બજાવી રહી છે.

જહાંકદર—ત્યારે સુંદરી મને રજા છે ?

આલમઆરા—શું જશો ?

જહાંકદર—આપ રજા આપો તો ! નહિં તો જવાનું લગારે મન થતું નથી.

આલમઆરા—પધારો, લાચારીએ પધારોનો શબ્દ કહેવો પડે છે.

જહાંકદર—ખુદા કરશે તો ખુશી અને આનંદથી પધારો શબ્દ કહેવાનો સમય બહુજ જલદી આવશે.

આલમઆરા—સાચવીને જજો અને ફરી દર્શનનો લાભ આપશો.

જહાંકદર—અવશ્ય, મને આપની જુદાઇમાં લગારે ચેન પડનાર નથી.

આલમઆરા—અને મને પણ...........જુઓ સાવચેત રહેજો આપણી વાત ઉઘાડી ન પડે.

જે વખતે આ બન્ને પ્રેમીઓ પ્યારની વાતોમાં લિન બનેલાં હતાં તે વખતે બગીચામાં આ બન્ને જણાથી થોડે દુર દાઢમના ઝાડોની નીચેથી એક કાળા મુખવાલી સ્ત્રી આ બન્નેની ચર્ચા જોઇ રહી હતી જેજે વાતો આ બન્નેમાં થઇ તે સઘળી તેણીએ સાંભળી હતી. આ કાળા અને બીહામણા મુખવાલી સ્ત્રી કોણ છે તેની ઓળખાણ વાંચકવર્ગને કરાવવી જોઇએ. આ સ્ત્રી નવાબ ફરહતુદદોલા (આલમઆરાના પિતા) ને ત્યાં ન્હાનપણથી લુંડીઓ-દાસીઓમાં રહે છે તે-ણી ન્હાનપણથીજ ઘણી ચાલાક, લુચ્ચી, ફરેબી, અને બેઇમાન હોવાથી મોહટી ઉમર થતાંજ આલઆરાની ભોળીમા અઝમતખાનમની માનીતી દાસી થઇ પડી આજકાલ અઝમતખાનમ ઉપર જેટલો કાબુ આ લુચ્ચી અને ફરેબી સ્ત્રી ઇમામનનો છે તેટલો બીજા કોઇનો નથી. બેગમસાહેબ પણ ઇમામનને એટલી બધી ચાહે છે કે તે જે કાંઇ

કહે અથવા કરે તે બેગમસાહેબને કબુલ અને મંજુર. જ્યારે આ ઈમામનને બેગમસાહેબને પોતાના કાબુમાં બરાબર રીતે આવી ગએલા જોયા ત્યારે તેણીએ નવાબસાહેબ (આલમઆરાના પિતા) પર પોતાનો કાબુ મેળવવા પ્રયત્ન કર્યો પણ તેમાં ફતેહમંદ થઈ નહિ, તેથી તેણીએ આલમઆરાને પોતાના દાવમાં લેવાની યુક્તિ કરી પણ આલમઆરા નિચ દાસીના દાવને જાણી ગએલી હોવાથી ઈમામનને ખુબ ધમકાવી તથા પિતાને કહી કાઢી મુકવાની બીક બતાવી જેથી ઈમામન આલમઆરા ઉપર બળવા લાગી દર વખતે બોળી બેગમસાહેબ આગળ દીકરીની બુરાઈઓનું વર્ણન કરતી હતી તેથી બેગમસાહેબ પુત્રી પર ચીડાઈ ગયાં તે એટલે સુધી કે આલમઆરાને કદી પ્યારથી બોલાવતાં કે પાસે બેસાડતાં પણ નહિ; મા દીકરીમાં આટલી જુદાઈ થઈ છતાં નિચ દાસી ધરાઈ નહિ અને દર વખતે આલમઆરાનું કાસળ કેમ કાઢવું જોઈએ એજ વિચારમાં લિન રહેતી હતી.

જે વખતે બગીચામાંથી સીટીનો સાદ સંભળાયો તે વખતે નિચ દાસી ઈમામન મહેલના દરવાજા પાસેજ ઉભી હતી સીટીનો સાદ સાંભળતાંજ તે બગીચામાં આવી અને તે પછી જહાંકદરમાં જે જે વાતચીત થઈ તે ઝાડમના

ઝાડોની ઘટામાં ઉભી રહીને સાંભળતી હતી.

બારવાગી જવાથી જહાંકદરે આલમઆરાની રજા માગી અને ઉઠયો, આલમઆરાનો સુંદર હાથ પોતાના હાથમાં લઇ પોતાના હાથમાં પહેરેલી હીરાની વીંટી તેની નાજુક આંગળીમાં પોતાના હાથે પેહરાવી દીધી, આ જોઇ આલમ આરાએ પોતાની માણેકની અંગુઠી જહાંકદરની આંગળીમાં પેહરાવી. આવી રીતે અંગુઠીઓ અદલ બદલ કરી બન્ને પ્રેમીઓ વિખુટાં પડયાં જહાંકદરે છેલ્લી પ્રેમભરી નજર આલમઆરાના ચંદ્ર સમાન મુખપર નાંખી અને દીવાલ કુદાવી બગીચાની બહાર ગયો. બન્ને પ્રેમીઓને એક બી-જાથી જુદા થતા જોઇ ચંદ્રમાને પણ સારૂ લાગ્યું નહિ તે-થી તેઓએ પોતાનું મુખ કાળી વાદળીમાં સંતાડી લીધું. જહાંકદરના જવા પછી આલમઆરા પણ નિશ્વાસ નાંખી મહેલમાં ગઇ અને પોતાની ઓરડીમાં જઇ પલંગપર પડી. આલમઆરા અને જહાંકદરના જવા પછી ઝાડોની ઘટામાંથી નિચ ઈમામન નીકળી અને આલમઆરાની ઓરડી તરફ પોતાના દાંત પીસ્તી મહેલમાં ગઇ.

# પ્રકરણ ૩ જું.

**ભોળી ભાળી ભામિની, બોલે મુખથી એજ**
**બીક હતી જે વાતની, આગળ આવી તેજ,**

સવારના સાત વાગ્યાનો સમય છે દીલ્લી શહેરના નાહના બજારો ઉઘડી ગયા છે, કોઇ શાક ભાજી ખરીદવા આવ્યો છે, તો કોઇ નદીપર સ્નાન કરી ઘર તરફ પાછો ફરે છે, નાહનાં બાળકો હાથમાં ભણવાની ચોપડીઓનું બંડલ બાંધી કે પાકીટ હાથમાં પકડી જલદી જલદી મદ્રેસા તરફ સિધાવતા નજરે પડે છે, કોઇ બાળક મદ્રેસામાં જવા માટે હઠ પકડીને બેઠો છે તો કોઇ ખુશી ખુશી પોતાની માને નાસ્તો આપવાનું કહી ચોપડીઓને સાફ કરી મદ્રેસામાં જવાની તૈયારી કરે છે. કમનસીબ વિધવાઓનું રાત્રીરૂદન સુર્યનારાયણના દર્શન થવાથી ઓછું થવા પામ્યું છે. પણ આંખોની નીચે આસુંઓની પડેલી નિશાની જેવીને તેવી જ રહેવા પામી છે, ફુવડ સ્ત્રી પોતાનાં ગંદકીથી ભરેલા કપડાની સાથે બાળકને ગોદમાં લઇ પતિને ગાળો દેતી

ઉભી છે, તો સુધડનાર પોતાના બાળકોને નાસ્તો કરાવી મદ્રેસામાં વિદાય કરી, પતિ શાક ભાજી લેવા ગયો છે. તેની વાટ જોતી ઉભી છે. મદ્રેસાઓમાં મુલ્લાંસાહેબ કે માસ્તર સાહેબ બાળકોની વચમાં ઉઘાડા માથે બેસી છોકરાઓને પાઠ આપી રહ્યા છે અને જે બાળકને આવવામાં વાર થઇ તેને લાકડીથી ફટકાવી ફરીવાર ન કરવાની શીખામણુ આપે છે. યૌવનના પુર બહારમાં મસ્ત બનેલી યુવતી છપરખટ પલંગપર વાળ છુટા મુકી નિંદ્રાને વશ થઇ હતી તે સવાર પડી જવાની ધાસ્તીથી ઝટપટ ઉઠી રજની નિશાથી ચકચુર થએલી આંખોને તથા મુખને ધોવા હાથમાં લોટો લઇને બેઠી છે. અને રજનીએ સ્વામી સાથે થએલી વાર્તાના ભણુકારાનું ભાન કરતી અંદરને અંદર આનંદ માની રહી છે, પોતાની પ્રીયાથી તમામ રજની પ્રેમ વાર્તામાં લિન થએલો પ્રેમી સવાર પડી જવાથી જરાક શોકાતૂર વદને પોતાના મિત્રની પાસે બેસી રાતનો રટન પાટલો કહે છે. કોઇ કમનસીબ પ્રેમી આખી રાત પ્રીયાના મંદીરની આસપાસ ફરવાથી થાકી ગએલો હોવાથી ઉંધુ મસ્તક નાંખી નિરાશાની ઉંઘમાં ખાટલા ઉપર પડયો છે.

દીલ્લી શહેરની પશ્ચિમ બાજુએ આવેલા નાહના મકાનમાંથી એક બેસી હાથમાં લાકડી લઇ આજુબાજુ નજર

નાંખતી જાય છે જ્યારે બજાર પુરૂં થયું અને શહેરનો દરવાજો આવ્યો ત્યારે તેણીએ પાસે પેહરા ઉપર ઉભેલા સીપાઇને પુછ્યું.

ડોસી—નવાબ અનીસુલમુલ્કનો મહેલ કઇ બાજુએછે?

સીપાઇ—દરવાજાની બહાર પુર્વદિશાનો.

ડોસી—બહુ ઉપકાર દીકરા!

આટલું કહી ડોસી લાકડી ટેકતી ટેકતી ઝડપથી દરવાજા બહાર નીકળી, અને પુર્વદિશા ભણી જઇ મહેલ આગળ આવીને ઉભી રહી, મહેલની ઉતર દિશાના દરવાજા ઉપર દરવાનને ઉભેલો જોતાં તેની પાસે જઇને પુછવા લાગી.

ડોસી—ભાઇ દરવાન! નવાબ જહાંકદર સાહેબ મહેલમાં છે કે?

દરવાન—હા! છે! તમે કયાંથી આવ્યાં છો?

ડોસી—તે હું કહી શકતી નથી જો કદાચ તેઓ મહેલમાં હોય તો કહો કે એક ડોસી આપથી મળવા માગે છે.

દરવાન—ત્યારે ડોસીમા તમે અહિં બેસો, હું અંદર જઇને વરદી આપી આવું.

ડોસી—ભલે દીકરા!

ડોસી બહારના ઓટલાપર બેઠી અને દરવાન અં-

દર ગયો, થોડીવારમાં પાછો આવી ડોસીને પોતાની સાથે લઇ મહેલની બાજુએ આવેલી ઓરડીમાં ગયો, જ્યાં જહાંકદર દિલગીરી અને અફસોસીમાં પ્રિયાના સુંદર ચહેરાને યાદ કરતો બેઠો હતો. ડોસીએ ઓરડીમાં જઇ પ્રથમ જહાંકદરને આશિર્વાદ આપ્યો. દરવાન ડોસીને અંદર મૂકી બહાર ચાલ્યો ગયો, એટલે ડોસીએ પોતાના રૂમાલમાં વિંટેલો કાગળ જહાંકદરના હાથમાં મુકયો. જહાંકદરે કાગળ ઘણીજ ઝડપથી લઇ વાંચવા માંડયો. કોણ જાણે કાગળમાં એવું તો શું લખ્યું હતું કે કાગળ વાંચતાની સાથેજ જહાંકદરનો ચહેરો ફીકો પડતો ગયો, તેના ચેહેરાપર ઉદાસીના ચિન્હો પ્રગટી નીકળ્યાં જેટલા હર્ષ અને આનંદની સાથે કાગળ વાંચવો શરૂ કર્યો હતો, તેથી ડબલ શોક અને દીલગીરીની સાથે કાગળને પુરો કર્યો. અને પછી ડોસીના સામે ઘણીજ આજીજીની નજર નાંખી બોલ્યો.

જહાંકદર—દદા ! મને આશા છે. તમે નહિ ભુલી જાઓ મારા માટે નહિ પણ તમારી પ્યારી બાળકીની ખાતર મને નહિં વિસરો.

દદા—જહાંકદર ! એવું ન બોલો, હું તો તમારી પણ દાસી છું જે હુકમ ફરમાવો તે બજાવી લાવવા તૈયાર છું.

જહાંકદર—એ તમારી લાયકી છે અત્યારે તો હું આ કાગળનો જવાબ આપવા જેટલી શકિત મારામાં જોતો નથી માટે કાલે આજ વખતે તમે આવો તો હું જરૂર જવાબ લખી આપીશ.

આ તરફ જહાંકદર પોતાની પ્રીયા તરફથી આવેલા પત્રને વાંચી રહયો છે અને પેલી તરફ એક કલાક અગાઉ આલમઆરાની મા અઝમતખાનમને નિચ દાસી ઈમામને રાતનો બનાવ પોતાની તરફથી વધારા સુધારા સાથે કહી પુરેપુરી બેવકુફ બનાવી. નિચ દાસીના ભરમાવ્યાથી ભોળી અઝમતખાનમે તરતજ પોતાની દીકરીને પોતાની પાસે બોલાવી અને કહ્યું.

અઝમતખાનમ—આલમઆરા ! તેં તો જવાન થઇ બધા કુંટુંબનું નાક કપાવી નાંખ્યું. હાય ! હાય ! તેંતો ગજબજ કરવા માંડયો. હું તો તને એટલી બધી છકેલ છોકરી નહોતી સમજતી, તેં તારા બાપદાદાની આબરૂ ઉપર પણ કાંઇ વિચાર કર્યો નહિ; ખાનદાનની દીકરીથી પારકા માણસ સાથે વાતજ કેમ કરી શકાય ? હાય ! તારી આંખોમાંથી શરમ ક્યાં ચાલી ગઇ. પોતાના બાગમાં રાતની વખતે પારકા પુરૂષ સાથે વાત કરતાં તારી છાતીજ કેમ ચાલી આજકાલની છોકરી થઈને આ શું કરવા માંડયું છે.

આ સાંભળતાંજ આલમઆરાનો ચેહરો ગુસ્સાથી લા-લચોળ થઈ ગયો. એમ તો તે પોતાની માના મુખથી દર રોજ ઇમામનના ભરમાવ્યાથી ગાળો સાંભળતી હતી પણ આજે જ્યારે પોતાની માને હદ બહાર કેહતાં સાંભળી ત્યારે તેનાથી રહેવાયું નહિ તેથી ગુસ્સાના આવેશમાં આવી જવાબ આપ્યો.

આલમઆરા—માજી ! કાંઇ વિચાર કરીને કહો, હું ઘણા દીવસથી આપની વાતો સાંભળતી આવી છું કોઇ દી-વસ પણ આપની વાતોનો જવાબ આપ્યો નથી પણ હવે તો જ્યારે હદ બહાર નીકળી જઇ તોહમત મૂકો છો અને જે વાત દીકરીને ન કહેવી જોઇએ તે કહો છો ત્યારે દીલગીરી સાથે મારે પણ કહેવું પડે છે કે આનો જવાબ તે વખત પુછવો જોઇતો હતો કે જે વખતે આપ મને આ મહેલમાં એકલી નિરાધાર સ્થીતિમાં મૂકીને ચાલ્યા ગયા હતા.

અઝમતખાનમ—તને અમે મૂકી ગયા હતા કે તુ આવી નહોતી ?

આલમઆરા—હું કેમ નહોતી આવી ?

અઝમતખાનમ— તે તું જાણે.

આલમઆરા—હા ! બરાબર તમે તે કયાંથી જાણો જો તમે ન જાણતા હોવ તો હું તમને કહું. સાંભળો ? હું તમારી સાથે

એટલાજ માટે નહોતી આવી કે દીલ્લીની સડક ઉપર ઈરાની સીપાઇઓના હાથે આબરૂના કાંકરા થવાનો સંભવ હતો, તેથી મેં બહાર જવા કરતાં ઘરમાં બેસી રહેવાને વધુ પસંદ કર્યું હતું. ઘરમાં બેસીને પણ મેં દુઃખ ઉઠાવ્યું છે, તમે મને એકલી મુકીને ચાલતા થયા તેજ દીવસે બે ઈરાની સીપાઇ ઓ મહેલમાં ઘુસી ગયા અને મને બે આબરૂ કરી પોતા ના ઉતારે લઈ જવા ચાહતા હતા, પણ એક બહાદુર ગ્રહ સ્થની મદદથી મારી તથા ખાનદાનની જતી આબરૂ બચી ગઈ હવે એવા ખાનદાની વીર પુરૂષે મને કટા કટીના સમ યે સહાય કરેલી તે શું હું ભુલી જાઉં ? તેણે જે મોહટો આભાર મારા પર અને ખાન દાન પર કર્યો છે તે વીસરી જાઉં? નહિ ! કેમકે તે ગ્રહસ્થ જો તે વખતે ન આવ્યો હોત તો આજે હું કયાં હોત અને મારી કેવી વલે થાત તે પાકપર વરદિગારજ જાણે છે.

આલમઆરા—(જરા ધીમેથી) આલમઆરા ! મારા સામેથી જા, મારે તારી વાત નથી સાંભળવી. નવાબ સાહે બને આવવા દે પછી તારી વાત છે.

આલમઆરા એવી ઉદ્ધત અને નફટ છોકરી ન હતી કે પોતાની વડીલ માની સામે કાંઈ જવાબ આપે પરંતુ તે ઈમામનની ચાલાકીઓ અને લુચ્ચાઈઓથી માહેતગાર હો·

વાથી અને પોતાની મા તે લુચ્ચીના ભરમાવ્યા પ્રમાણે ચા-
લે છે એ જાણતી હોવાથી આટલી વાત કહેવા તૈયાર થઇ
ગઇ નહિ તો અત્યાર લગી તેણીએ એક શબ્દ વટીક પણ
પોતાની માને કહયો ન હતો. લુચ્ચી ઇમામને પોતાની
ચાલાકીઓથી ભોળી બેગમને પુરેપુરી પોતાના તાબામાં
કરી લીધી હતી. અને નવાબને પણ કરવા ચાહતી હતી
પણ નવાબ બેગમના જેવો ભોળો ન હોવાથી તેણી તેમાં
જરાએ ફાવી શકી નહિ.

જે વખતે આલમઆરા પોતાની મા અઝમતખાનમની
પાસેથી ઉઠી પોતાની ઓરડી તરફ આવી તે વખતે લુચ્ચી
ઇમામન ત્યાં ઉભેલી હતી આલમઆરાને આવતી જોઈ
તેણીએ માત્ર ચીડવવાને ખાતર ધીમેથી આલમઆરા સાંભ
ળે તેવી રીતે નીચેનો માર્મીક દોહરો કહયો.

પ્રેમતણી શરૂઆતમાં, બની અધીરી નાર
ધીરજ ધર દીલમાં જરા, પડશે કષ્ટ હજાર

આ માર્મીક દોહરો સાંભળી આલમઆરા પોતાના
વિચારોમાંથી જાગૃત થઇ અને નજર ઉઠાવી જોતાં નિચ
ઇમામનને ઉભેલી જોઇ–આલમઆરાએ ગુસ્સાથી ભરેલી ચક્ષુ
ઓ જ્યારે ઇમામનના મુખપર નાંખી ત્યારે તેણી જોકે
બહુ બેશરમ હતી તો પણ ગભરાઇ ગઇ અને જેમ સી-

હણુને જોઇ શીયાળ નહાસે છે તેમ માથું નીચું કરી ચાલ તી થઇ. આલમઆરા પોતાના રૂમમાં આવી વિચારોમાં પડી અને પોતાની સ્થીતિ જોઇ અફ્સોસ કરવા લાગી. દરેક પ- ળે તેને એજ વિચાર આવવા લાગ્યો કે શું જહાંકદરની સા- થે થએલી મારી મુલાકત કોઇએ જોઇ લીધી હશે? શું જ- હાંકદર બાગમાં આવ્યા તે વખતે અમારા બે સિવાય ત્રીજું કોઇ અમારી ચર્ચા જોતું હશે ? હા ! એમજ હશે? નહિ તો મારી ભોળી માને આ વાતની ખબર કયાંથી પડી. નિ- ચ ઈમામનની ચાલ ચલગત અને અત્યારે કહેલ મામીંક દોહરાથી એમજ સાબીત થાય છે તેણીએ અમે બન્ને જ- ણને જરૂર બાગમાં વાત કરતા જોઇ લીધા છે. તેણીએ જે દોહરો અત્યારે કહયો તે પણ સાફ એજ મતલબને ખુલ્લી પાડે છે માટે આ કામ જરૂર એ નિચ દાસીનુંજ હોવું જોઇએ. પણ ચિંતા નહિ, જે માણુસે મારા નાજુક વખત માં જાનપર ખેલીને મારી જાન બચાવી છે તો શું હું તે- ને વિસરી જાઉં તેના એહસાનોને ભુલાવી દઉં ? નહિં એ કદી મારાથી થનાર નથી. મેં તેને મારા બાગમાં બોલાવી વાતચીત કીધી તો તેમાં શું ખોટું કર્યું ? ધર્મ વિરૂદ્ધ એ- ક ડગલું એ ભર્યુ નથી હા, જો કદાચ ધર્મ વિરૂદ્ધ કોઇ કર્મ અમારા બન્નેમાંથી એક જણુના હાથે થયું હોત કે

થવાની બીક હોત તો મારે બીહવાનું કારણ છે, પણ અમા
રા બંન્નેની વચ્ચે તો એવું કાંઇએ નથી તેથી ઘભરાવું ન
જોઇએ, તેણે જે આભારની વૃષ્ટી મારા જેવી એક અબળા ઉપર
વરસાવી છે તે જોતાં મારૂં દિલ તેની હમેશાની થઇ જવા
માટે સમજાવે છે, હા ! હું દિલના તાબે થઇ, તેની થઇશ,
અને હમેશા સુધી તેની થઇને રહીશ શું હું માતાની બી-
કથી મારા મોહસિનને ભુલાવી દઉં ? નહિ એવું મારાથી
તો નહિ બને માટે હવે કરવું શું ? મારી ભોળી અને
ભોળાઇના દરજ્જાથી વધી પડેલી મુર્ખ મા તો નિચ દાસી
ના પંજે સપડાઇ ચુકી છે તેથી રખેને તે પિતાજીને કહી
દે, અગર કહી દેશે તો પણ શું ? પીતાજી એવા ભોળા
નથી કે તે સાહસ કરી મને તરછોડે, તેઓ જરૂર મારી
વાત સાંભળશે અને ફરી ન્યાય પુર્વક બનતા સુધી મદદ
કરશે. પણ હાલ તરત મારે શુ કરવું ? જહાંકદરને ના
લખી દેવું કે હમણા થોડી મુદ્દત આવતા નહિ, હું લખું
ત્યારે આવજો. આ લખવું તો આજણી છે પણ ના શબ્દ
મારાથી લખાશે ? લખાશે તો નહિ પણ શું કરૂં લાચારીએ
લખીશ આટલું કહી તે ટેબલની પાસે ગઇ અને કુરસીપર
બેસી નીચેનો કાગળ લખવા માંડયો.

" આપથી મળવા મન ચાહે એ સ્વભાવિક હોવાથી

" અત્રે લંબાણુથી તે બાબે ન લખતાં આપનો અને
" મારો વખત ગુમાવવા માંગતી નથી. મારી કમન-
" સીબીના રદણુ પાટલા લખવા કલમ ચાહે છે. પણ
" તેમાં એ વખતનો ભોગ થવા સંભવ હોવાથી માં-
" ડીવાળું છું. પરંતુ એક ખાસ બાબત તરફ આપ-
" નું લક્ષ દોરૂં છું.–હું પાકે પાયેભરૂસાથી લખતી
" નથી પણ માત્ર એક વાત થવાથી લખું છું કે
" આપની અને મારી મુલાકાતની ખબર બીજા કો-
" ઇ ઘરના માણસને થઇ હોય એવું આજે માલમ
" પડયું છે. માટે મારી કમનસીબીમાં રખેને વધારો
" ન થઇ જાય એ બીકથી વિનંતી કરૂં છું કે ( શું
" હું લખું ? ના ! ના ! મારાથી નહિં લખાય,
" પણ લખ્યા વિનાએ છુટકો નથી. ) હાલમાં મારો
" બીજો પત્ર મળતાં સુધી આપ અહિં આવવું બં
" ધ રાખજો આ પત્ર લાવનાર મારી ભરૂસેદાર દદા
" છે તેની મારફતે આપની મને અને મારી આપને
" ખબર મળતી રહેશે. વધુ શું લખું.

લી. આપની થઈ ચુકેલી.

આલમઆરાએ ઉપરનો કાગળ લખી બે ત્રણ વખત
વાંચી કવરમાં બંદ કર્યો અને પોતાને નહાનપણથી કુષ

પાઇ ઉછેરનાર દદાને બોલાવી જે આશરે સાઠ વરસની હતી આલમઆરાએ પોતાના મનની વાતથી દદાને વાકેફ કરેલી હોવાથી અત્યારે તેને કાંઇ વધુ સમજાવવાની જરૂર ન પડી, દદા કાગળ લઇને તરતજ જહાંકદરના મકાન તરફ ગઇ. જેને ઉપર આપણે જોઇ આવ્યા છીએ દદાના ગયા પછી આલમઆરા પાછી એજ વિચારોમાં ગુંથાઇ. એક કલાક પછી દદા પાછી આવી તેને જોતાંજ ધીમેથી આલમઆરાએ કહ્યું.

આલમઆરા—કેમ દદા! શુ જવાબ લાવ્યા?

દદા—બેટા! લેખીત જવાબ આપ્યો નહિ પણ મોંહડેથી કહ્યું છે.

આલમઆરા—શું કહ્યું છે તે કહો?

દદા—દીકરી! જ્યારે મેં તેઓને તારો કાગળ આપ્યો ત્યારે તો તેઓ બહુજ હર્ષમાં આવી ગયા પરંતુ જેમ જેમ કાગળને વાંચતા ગયા તેમ તેમ તેમના ચેહરાપર ઉદાસીના ચિન્હો જણાવા લાગ્યા છેવટે કાગળ વાંચીને નિઃશ્વાસ સાથે કહ્યું કે હાલ મારામાં એટલી શકિત નથી કે આ કાગળનો લેખીત જવાબ આપું પણ જો કાલે આવશો તો હું જરૂર જવાબ લખી આપીશ. અને અત્યારે તો માત્ર એટલુંજ કહેજો કે તમારો દાસ તમારી આજ્ઞા અનુસાર વર્તશે આ ક-

બ્હો કેહતાંજ તેમની આંખોમાંથી ટપ ટપ આસુંઓ પડવા લાગ્યા તેથી વધારે ન બોલતાં નીચું મોહડું કરીને ચુપ થઇ ગયા.

આલમઆરા—( દિલગીર બની ) હાય દદા! શું કરૂં કાગળ લખતીજ વખતે આ વિચાર આવ્યો હતો પણ લાચારીએ દુશમનોની બીકથી લખ્યો.

દદા—( દિલાસો દેતાં ) દીકરી ! દીલગીર શું કરવા થાય છે હોય એમજ ચાલે છે. દૂશમનતો બીજું કોઇએ નથી પણ વગર લેવે દેવે આ નિચ ઇમામન દુશમન બની ગઇ છે.

આલમઆરા—હા ! જુઓને દદા આ લુચી ઇમામનેજ બધા કાવત્રા રચ્યા છે અને કોણ જાણે બેગમ સાહેબને મારી કેવી કેવી વાતો કરીને ફેરવી દીધા છે કે તેઓ જાણે સગા માંજ નથી.

દદા—હા, દીકરી બેગમ સાહેબ એવાતો ફંદામાં ફસાઈ પડયા છે કે ન પુછો વાત.

આલમઆરા—શું કરૂં કે એમની ભોળાઇના સબબે નિચ ઇમામનના કાવત્રાની હું ભોગ થઇ પડી છું નહિ તો જો બેગમ સાહેબ જરા ઠીક હોત તો આવી સો ઇમામનોને હું કયારનીએ પોહચી વળી હોત.

આલમઆરાને દાસીમાં આ પ્રમાણે વાતચિત થયા બાદ દાસી ઉઠીને બહાર ગઇ અને આલમઆરા જહાંકદરની યાદમાં પડી. દરપળે જહાંકદરની છબી તેની નજરોમાં ભમ્યા કરતી હતી આ વખતે પણ જાણે જહાંકદર તેની પાસેજ ઉભો હોય નહિ તેવીજ રીતે તેને લાગ્યું આલમઆરાના હૃદયમાં દરપળે જહાંકદરનીજ છબી રહેતી હતી તેથી અત્યારે આલમઆરા જહાંકદરની યાદમાંજ નિંદ્રાને વશ થઇ ગઇ.

સાંજના છ વાગે નમાઝનો વખત વહી ગયો હશે તેની ચિંતાના સબબે આલમઆરા ગભરાઇને જાગ્રત થઇ અને વજુ કરવા માટે પોતાની રૂમમાંથી બહાર નીકળી જ્યાં ઇમામનનો ભેટો થયો. ઇમામને આલમઆરાને થોભા-વીને કહ્યું.

ઇમામન—શાહઝાદીસાહેબ ! શું આપ મારાથી ગુ-સ્સે છો ?

આલમઆરા—તેં કેવી રીતે જાણ્યું કે હું તારાથી ગુસ્સે છું.

ઇમામન—આપની વાતોથી.

આલમઆરા—એમકે ?

આલમઆરાએ "એમકે ?" એવા રૂપમાં કહ્યું કે જેનો અસર ઇમામનના મન ઉપર બહુ મોહટો થયો. તો

પણ તેણીએ નફટાઇથી ફરી કહ્યું.

ઈમામન—જુઓ શાહજાદીસાહેબ! આપ મને દર વખતે દરેક વાતમાં તરછોડો છો અને દબાવો છો તે ઠીક નહિ, કેમકે આપને આમ કરવાથી મોહ્ટા નુકસાનમાં ઉતરવું પડશે.

આલમઆરા—શું મને નુકસાનમાં ઉતરવું પડશે?

ઇમામન—જી હા! આપને નુકસાનમાં ઉતરવું પડશે.

આલમઆરા—(ધીઃકારની નજરે જોઈને) લે ઠીક, જા! મારી સામેથી ચાલી જા.

ઇમામન—હું ઠીક કહું છું કે આપ મને ન તરછોડો, જુઓ એમાં આપને નુકસાન છે.

આલમઆરા—ચાલ, ચાલ, નુકસાનવાલી!

ઇમામન—શાહજાદીસાહેબ, કાંઈ વિચાર કરો હું ઢોર ઢાંખર નથી માણસ છું માટે આવી રીતે ન તરછોડો.

આલમઆરા—( ગુસ્સાથી છેડાઇને ) હા હા હું જાણું છું કે તું માણુસ છે ઢોર નથી પણ તું ઢોર કરતાં એ ઉતરતા દરજ્જાની છે સમજી! લુચ્ચી, હરામખોર.

ઇમામન—(ઉછાંછળી બનીને ) બસ શાહજાદી સાહેબ રેહવાદો હું કાંઇ તમારી વાતો સાંભળનાર નથી સમજ્યા?

આ સાંભળી આલમઆરાને બહુજ લાગી આવ્યું પણ સમજદાર હોવાથી ભુંડાની સાથે ભુંડા ન બનતા ત્યાંથી નમાઝ પઢવા ચાલી ગઇ નમાઝ પઢીને પોતાના રૂમ તરફ પાછી ફરતી હતી એટલામાં ફરી ઇમામન આવી આ વખતે ઇમામનના ચેહરા ઉપર ખુશીના ચિન્હો દેખાતાં હતાં તેણીએ આવતાં વેંતજ ઉછાંછળાપણાથી કહ્યું.

ઇમામન—ચાલો શાહઝાદી સાહેબ આપને બેગમ સાહેબ બોલાવે છે.

આ સાંભળી આલમઆરા તરત ચેતી ગઇ કે જરૂર આ હુસ્નીએ મારી ભોળી માને ભરમાવી છે તેથી આ વખતે તેણી મને બોલાવતી હશે આ વિચાર કરી આલમઆરાએ જવાબ આપ્યો.

આલમઆરા—જા મારે આવવું હશે તો આવીશ.

ઇમામન—આવવું હશે તો આવીશ નહિ હમણા મારી સાથેજ ચાલો બહુ જરૂરી કામ છે તેથી બેગમ સાહેબ અત્યારે ને અત્યારે બોલાવે છે.

આલમઆરા—કેમરે હુસ્ની સાંભળતી નથી, બે બદામની દાસી થઇ મારી સામે બે અદબી અને ઉછાંછળા પણાથી બોલે છે જા હમણા આવું છું.

આ સાંભળી ઇમામન પગ પછાડી ચાલતી થઇ, આ જોઇ આલમઆરા ગુસ્સાથી ભરેલી પોતાના રૂમમાં ગઇ અને પછી પોતાની માના રૂમમાં ગઇ જ્યાં પાથરેલી શેતરંજી ઉપર માને સલામ કરીને બેઠી અઝમતખાનમે આલમઆરા ના સલામનો જવાબ ન આપતા કહ્યું.

અઝમતખાનમ—કેમ સાહેબ તમે તો હદ બહારજ થઇ ગયા છો?

આલમઆરા—હદ બહાર! તે વળી કેવી રીતે?

અઝમતખાનમ—હદબહાર તે એવી રીતે કે દરરોજ રાતની વખતે યુવાન માણુસની સાથે બાગમાં બેસી વાતો કરી વડીલોના નાકને કપાવો છો.

આલમઆરા—આવી વગર પાયાની વાતો આપની આગળ કોણ કરે છે?

અઝમતખાનમ—ગમે તે કરે છે તમારે તેની શી પંચાત! ખરી છે કે નહિ તે કહો?

આલમઆરા—જુઠ તદ્દન જુઠ બીલકુલ જુઠ, કોઇએ દુશમનીના સબબે આપને ઉંધું ચતું ભેરવેલું જણાય છે.

આલમઆરાના મુખથી આ શબ્દો ઘણાજ ગુસ્સાના આવેશમાં નીકળેલા જોઈ અઝમતખાનમે ધીમા પડીને કહ્યું

અઝમતખાનમ—પણ આટલો બધો ગુસ્સો કોના ઉપર?

આલમઆરા—( આંખમાં આંસુ લાવી ) ગુસ્સો હું

કોનાપર કરૂં ! આપ સગા મા થઇને જ્યારે આજકાલના આવેલા બે બદામના નોકરોના ભરમાવ્યાથી સગી દીકરી ઉપર આવી આવી જુઠી તોહમતો મુકી દુઃખી કરો છો ત્યારે ફરી હું કોની પાસે ફરિયાદ કરૂં ? અને કોને ગુસ્સો બતાવું.

અઝમતખાનમ—મને બિચારા નોકરો શું ભરમાવશે ?

આલમઆરા—એતો આપના મનને પુછો ?

અઝમતખાનમ—મેં તો મારા મનને પુછેલુંજ છે.

આ સાંભળી આલમઆરાથી ન રહેવાયું અને તેણીની છાતી ભરાઇ આવી, સગી માને આમ દુશમન બનેલી જોઇ તેણીને બહુજ લાગી આવ્યું. આલમઆરા સમજી હતી કે મને દીલગીર જોઇ જરૂર મારી મા નરમ પડી જશે પણ આ સમજવામાં તેણીએ મોહટી ભુલ ખાધી હતી કેમકે અઝમતખાનમ આલમઆરાને રોતી જોઇ વધુ ગુસ્સામાં આવી બુમો પાડી કહેવા લાગી.

અઝમતખાનમ—તારા બનાવટી આંસુઓથી મને કાંઇ પણ અસર થનાર નથી તારા જેવી ઉદ્ધત અને નાફરમાન છોકરીના રોવાથી લગારે દયા આવશે નહિ જા ! મારી સામેથી દુર થા, તું જાણે ને તારા બાપ જાણે.

આ સાંભળી આલમઆરા નિશ્વાસ નાંખી પોતાની મા પાસેથી ઉઠી અને પોતાની રૂમમાં જઇ રોવા લાગી.

આલમઆરાના પિતા ફરહતુદદોલાને અઝમતખાનમે દીકરી તરફથી બહુ ફેરવવાના ફાંફા માર્યા અને તેથી લગાર ફરહતુદદૌલાનું મન દીકરી તરફથી ડગવા માંડયું પણ ફરી આ વિચાર કરીને કે એક નિચ દાસીના કહેવા ઉપર ભરૂસો કરી એકની એક લાયક દીકરીને શું કરવા તરછોડું અને એક બુદ્ધિશાળી દીકરીને બીજાના કહેવા પર શું કરવા દુઃખી કરૂં. આ વિચારથી ફરહતુદદોલા પોતાની દીકરીપર પેહેલાં કરતાં વધારે પ્યાર અને મોહોબ્બત કરવા લાગ્યો તથા પહેલા દહાડામાં એક વખત જતો હતો તો હવે બેગમના ભરમાવ્યા પછી ચાર વખત જવા લાગ્યો. અને દીલાસાના શબ્દો કહી દીકરીના મનપર આવતી ઓછાઇ દુર કરવા લાગ્યો.

# પ્રકરણ ૪ થું.

છુટે ખાવું પીવુંને, નિંદ્રા સુખ આરામ.
પ્રેમીને મળે પ્રેમમાં, જપવું પ્રિયા નામ.

રાતના આઠ વાગે જહાંકદર પોતાના રૂમમાં ખાણું ખાઇને વિચારોમાં લિન બની બેઠો હતો. આલમઆરાની યાદ તેના હૃદયમાંથી એક ઘડી પણ વિસરતી નથી. રાત દીવસ પ્રિયા નામનીજ જપનામાં જાય છે જે દીવસથી આલમઆરાનો કાગળ આવ્યો છે તે દીવસથી તે વધારે દુઃખી જણાય છે. અત્યારે પણ આલમઆરાનીજ યાદે તેના મનમાં વાસો કરી બેચેન બનાવ્યો છે જોકે કાગળ આવ્યા પછી બે ત્રણ વખત તે આલમઆરાના બગીચા તરફ પ્રિયા દર્શન માટે ગયો હતો પણ દર્શન ન થવાથી નિરાશ બની પાછો ફર્યો હતો. અત્યારે તે દર્શનના માટે બેચેન બની લુગડા પેહરી બહાર નીકળ્યો અને સીધો આલમઆરાના બગીચા ભણી ગયો. બગીચા આગળ આવ્યો પણ નજર નાંખતાં બગીચો પ્રિયા વિના શુન્ય ભાસ્યો

તેથી તે એક ઝીણી હાય ખેંચી આંસુઓ કહાડી કહેવા લાગ્યો.

જહાન સુન સાન લાગે સઘળી
જો એકપળ સુતીં તુજ વિસારૂં
હૃદયથી તુજ યાદને હું મુકું તો
નક્કી ભાળું બધે અંધારૂં.
નિસાર હું જ્યારથી થયો છું
નથી ખબર મુજને કાંઇ મારી
પરંતુ હા સમજુછું હું એટલું
કે નામ હરદમ જપું છું તારૂં.

*  *  *  *  *

જ્યારથી મુજ મન ભરાયું પ્રેમના કાંટે પ્રિયા.
નિંદ્રાને આરામ સુખ છુટી ગયા છે હે પ્રિયા.
બાગ જંગલ જેવો ભાસે સુનું ઘર દીસે પ્રિયા.
ઇચ્છા તુજ દર્શન વિના બીજી નથી મનમાં પ્રિયા.

*  *  *  *  *  *  *

પ્રેમમાં સપડાએલા જહાંકદરને અત્યારે ક્યાં ખબર હતી કે તેની પ્રેમદા કેવા સંકટોમાં પડી છે. જહાંકદરનું આ રૂદન સાંભળીને દિલાસો દેનાર માત્ર આલમઆરાની યાદ સિવાય બીજું અત્યારે કોઇ નહોતું, તે દુર્ભાગી પ્રેમી આ-

ગની દિવાલને પકડી આલમઆરાની યાદમાં બેચેન બની રહ્યો હતો. ચાંદની રાત હોવાથી ચંદ્રમાએ પોતાનો પ્રકાશ ચારે બાજુએ નાંખ્યો હતો આલમઆરાનો બગીચો અને મહેલ ચાંદનીના સબબે બિલકુલ રૂપાના જેવા દેખાતાં હતાં પણ જહાંકદરને તો પ્રિયા વિના તે અંધકાર સમાન દેખાતા હતા.

એક કલાક સુધી આવી રીતે જહાંકદર રૂદન કરી પ્રિયાના દર્શનથી નિરાશ બની એક છેલ્લી નિ:રાશા ભરી નજર બગીચા અને મહેલના તે દરવાજા તરફ કે જેમાંથી તેની પ્રિયા બાગમાં આવતી હતી નાંખી પોતાના ઘર તરફ વિદાય થવા વળ્યો કે પાછળથી કોઈ માણુસે આવી તેના ખભા ઉપર હાથ મુકયો. જહાંકદર જો કે બેભાન અવસ્થામાં હતો છતાં હાથના અડકતાંજ ચોંકયો અને ફરીને જોયું તો એક પાકી વયે પોંહચેલો શરીરે પુષ્ટ ઘરડો ઉભેલો જણાયો. જહાંકદરે ગુસ્સામાં ઘરડાનો હાથ પકડી લીધો અને બોલ્યો.

જહાંકદર—તું કોણુ છે ? અને આવી રીતે ખભા ઉપર હાથ મુકવાની મતલબ ?

ઘરડો—( જરા હળવેથી ) આપ ગુસ્સે ન થાઓ. હું આપનો તથા આલમઆરાનો ખેરખ્વાહ અને હિતેચ્છુછું.

અને જે બાબતોને અત્યાર લગી આપ જાણતા નથી તેનો હું પુરેપુરો માહિતગાર છું.

જહાંકદર—( તેનો હાથ મુકી દઇને નરમાશથી ) ભલા કાકા ! તમે કોણ છો ? અને આ વખતે અહિં શું કરવા આવ્યા છો ? તથા મને ક્યાંથી ઓળખો છો ? તે સર્વે બીના કહો અને તમારૂં નામ પણ બતાવો

ઘરડો—મારૂં નામ કરીમછે. હું નવાબ ફરહતુદદોલાનો જુનો નોકર છું. હું તો શું પણ મારા બાપદાદા પણ નવાબસાહેબને ત્યાંજ નોકર હતા. નવાબસાહેબના તમામ મહેલમાં મારૂંજ ચલણ હતું. પણ જ્યારે બેગમસાહેબે નીચ ઇમામનને પોતાની ખાસ દાસી બનાવી અને તેણીએ મારા વીરૂધ્ધ બેગમસાહેબ તથા નવાબસાહેબને ભરમાવ્યા ત્યારે નવાબસાહેબે મને તથા મારા જેવાજ બીજા ત્રણ જુના નોકરોને રજા આપી. મને રજા આપવામાં આવી તે વખતે આલમઆરાની વય માત્ર સાત વરસની હતી. આલમઆરાને મેં નાહનપણથી રમાડેલી હોવાથી મારો જીવ રાત દીવસ તેને જોવાનેજ લાગી રહેતો હતો તેથી કોઇ કોઇ દહાડે નવાબ અને બેગમસાહેબથી છાનામાના મહેલના પાછલે બારણે જતો જ્યાં આલમઆરાની દુધ માતા જે બહુજ ભલી અને ભોળા દીલની ડોસી છે તેણી આલમઆરા

ને લઇને આવતી હું આલમઆરાને જોઇ ખુશ થતો અને આશીર્વાદ આપી ચાલ્યો જતો. જે દીવસે ઇરાનીઓએ દીલ્હીમાં કતલ ચલાવી તે દીવસે મેં નિશ્ચય કર્યો હતો કે મારા જીવના જોખમે પણ નવાબસાહેબના કુટુંબને લગારે આંચ આવવા દેવી નહિ. એ વિચાર કરીને હું મારા ચાર સોબતીઓ સહિત નવાબસાહેબના મહેલ ઉપર આવ્યો, પણ નવાબસાહેબ તથા બેગમસાહેબ અને નિચ ઈમામનને નહાસી જતાં જોઇ એક ખુણામાં ભરાઇ ગયો જ્યારે તેઓ ચાલ્યા ગયા ત્યારે મેં વિચાર કર્યો કે આ સઘળા તો ચાલ્યા ગયા પણ આલમઆરા ક્યાં ? લાવ મહેલમાં જઇને જોઉં, તે પછી મેં મ્હારા સોબતીઓને મહેલ બહાર ઉભા રાખ્યા અને હું મહેલમાં ગયો, મહેલમાં જઇને જોયું તો આલમઆરા બહુજ હિમત તથા બહાદુરીથી હિંચકાપર બેસી હિંચકા ખાઇ રહી હતી, તે વખતે મેં તેણીની સાથે વાત કરવાનું વ્યાજબી ન જોતાં પાછલા પગે મહેલ બહાર આવ્યો અને મારા ચારે સોબતીઓને લઇ મહેલની પરસાળમાં આવેલી એક કોટડીમાં સંતાયો. અમને સંતાયાને થોડીજ વાર ગુજરી હશે કે બે ઇરાની સીપાઇઓ આવ્યા અને જ્યારે તેઓએ આલમઆરા ઉપર જુલમ ગુજારવા વિચાર કર્યો. ત્યારે હું મદદ કરવા માટે બહાર નીકળવા તૈયારીજ કરતો હતો કે

એવામાં તમે આવ્યા અને તમોએ ઇરાનીઓને-હરાવી કતલ કરી આલમઆરાને બચાવી લીધી.

કરીમ ડોસાએ પોતાની વાત અહિં સુધી કહી અને પછી શ્વાસ લઇને કહ્યું.

કરીમ—આપ અહિ આલમઆરા માટેજ આવો છો ? કેમ ખરૂં છે ની ?

જહાંકદરે કરીમ ડોસાની જ્યારે આ સઘળી હકીકત સાંભળી ત્યારે તેને પુરેપુરો ભરૂસો આવી ગયો કે જરૂર આ બુઢ્ઢો મારો તથા આલમઆરાનો ખરો ખેરખ્વાહ અને હિતેચ્છુ છે. માટે હવે કોઇપણ વાત છાની રાખવી ન જોઇએ. આ વિચાર કરી તે તરતજ કરીમ ડોસાના ગળે વળગી પડયો અને કહેવા લાગ્યો.

જહાંકદર—વ્હાલા કરીમ કાકા ! મેં પહેલા તમને ઓળખ્યા નહિ તે માટે માફ કરજો. ખરેખર તમે મારા તથા આલમઆરાના ખરા હિતેચ્છુ છો, હવે તમે મને એવી યુકિત બતાવો કે હું મારી પ્યારી આલમઆરાથી મળી શકું.

કરીમ—( દિલાસો દેતાં ) આપ ગભરાઓ નહિ, ઇમામન ગમે તેટલું આલલઆરાનું બુરૂ ચાહે તોપણ તેનું કાંઇ વળનાર નથી હું ઇમામનનો કટટો શત્રુ છું. ઘણા દીવસથી

એનાજ લાગમાં ફરૂં છું. અગર લાગ મળી ગયો તો હું એને કાચીને કાચી ખાઇ જવામાં લગારે વાર નહિ લગાડું આપ નિશ્ચિંત રહો, ખુદા સહુ સારૂં કરશે.

જહાંકદર—કાકા ! જો તમે મને માત્ર એક વખત આલમઆરાના દર્શન કરાવશો તો હું જીંદગી સુધી તમારો આભાર નહિ ભુલું.

કરીમ—જો તમે તમારી આલમઆરાથી સદાને માટે જ મળવા ચાહતા હો તો થોડા દીવસ સુધી અહિં આ-વવાનું એકદમ બંધ કરી દો, કેમકે આપના આ તરફ આવ્યાથી નિચ ઇમામનના હાથમાં વાત આવી જાય છે તેથી તે બેગમસાહેબને આલમઆરાની ચાલચલણ બા બે જાુઠું જાુઠું ભેરવી વધુને વધુ ઉશકેરે છે અને બેગમ બીલકુલ બેવકુફ હોવાથી પોતાની એકની એક દીકરીને નીચ દાસીના દાવમાં ફસી દુખી કરે છે માટે હાલ તરત થોડા દીવસ માટે તમે થોભી જાવ માત્ર દદાની મારફતે પ ત્ર વ્યવહારથી ખબર મંગાવતા રહો. હું પણ કોઇ કોઇ દીવસ દદાની સાથે તમારી પાસે આવતો રહીશ. અને નીચ ઇમામનને ફંદામાં ફસાવવાની જે જાળ બીછાવવા ચાહું છું તેની પણ ખબર આપતો રહીશ.

જહાંકદર—હું તમારા જેવા ખેરખ્વાહની સલાહ માન્ય કરૂં છું. અનેહવેથી તમારી સલાહ પ્રમાણેજ ચાલવા બંધાઉ છું. પણ કૃપા કરી એ કહોકે હું તમને કઇ જગ્યાએ મળું.

કરીમ—ચાંદની ચોકની પાસે રહીમ બીસાતીની દુકાન ઉપર અને આપની મુલાકાત કયાં થશે.

જહાંકદર—કાશમીરી દરવાજાની પાસે નવાબ અનીસુલમુલ્કના મહેલમાં.

ઉપર પ્રમાણે કરીમ અને જહાંકદર વાતો કરી એક એક બીજાથી છુટા પડયા. જહાંકદર પોતાના ઘર તરફ ગયો અને કરીમ બગીચાની બાજુમાં આવેલી ગલી વટાવી સડકપર થઇને એક ગલીમાં ગયો. અને એક બેઠા ઘાટના ઘરની સાંકળ ખખડાવી બોલ્યો.

કરીમ—અરે ઉઘાડ !

ઘરમાં પાંચ છ જણાનો અવાજ સાથે આવતો હોવાથી કરીમની બુમ કોઇએ સાંભળી નહિ તેથી કરીમે ફરીને બુમ પાડી આ વખતની બુમ સાંભળતાંજ બધા જણા શાંત થઇ ગયાં. એક છોકરાએ ઉઠી દરવાજાની પાસે આવીને કહ્યું.

છોકરો—આવી મોડી રાત્રે કોણ છે?

કરીમ—ઉઘાડ! ઉઘાડ!! હરામખોર!!!

છોકરો—પણ નામ શું?

કરીમ—અરે લુચ્ચા ઉઘાડ એતો હું છું.

છોકરો—કોણ ખાનસાહેબ?

કરીમ—હા, બદમાશ.

છોકરાએ કરીમનો સાદ ઓળખતાંજ દરવાજો ઉઘાડયો અને ખુશામત કરીને કહેવા લાગ્યો ખાનસાહેબ માફ કરજો મેં આપનો અવાજ બીલકુલ ઓળખ્યો નહિ, કરીમ તેના જવાબમાં કાંઇ ન કહેતાં મકાનની અંદર ગયો. આ ઘર એક લાંબી કોટડીના આકારનું હતું. ઘરની વચોવચ એક દીવો મુકેલો હતો અને તેની આસપાસ પાંચ છ માણસો બેઠી હાથીદાંતના પાસાથી જુગાર રમતા હતા. બુઢો કરીમ પણ અંદર આવી પોતાની કમરથી રૂપીઆની વાંસળી ખોલી તે રમ નારા માણસોની પાસે બેઠો એટલે તે રમનારામાંનો એક મા ણુસ કે જેનું નામ મલ્લુ હતું તેણે કહ્યું.

મલ્લુ—ખાનસાહેબ મહેરબાની કરી દસ રૂપીઆ ઉધાર આપો.

કરીમ—અત્યારે દસ પાંચની વાત નહિ કરતા પોતપોતાના ઘેર જાઓ કેમકે એક વાગી ગયો છે માટે રોનના સીપાઇઓ ફરવા નીકળી ચુકયા હશે.

આ સાંભળી રમનારાઓએ પોતાની રમત બંધ કરી એક બીજાનો અંદર અંદર હીસાબ પતાવી ચાલતા થયા તે માણસોમાંથીએક માણુસ કે જે શરીરે જાડો અને મોહડાપર શીળીનાદાગવાળો હતો તેને, કરીમ બુઢાએ બોલાવ્યો અને કહ્યું.

કરીમ—ગીરધારી મારે તને કાંઇ કહેવું છે માટે સબળાઓને વિદાય કરી મારી પાસે આવજે.

ગીરધારી—બહુ સારૂં.

ગીરધારી પોતાના સર્વે દોસ્તોને ઘરબહાર વિદાય કરી કરીમની પાસે આવ્યો અને નમ્રતાથી કહેવા લાગ્યો.

ગીરધારી—ફરમાવો ખાનસાહેબ સેવકને શું કહેવું છે. કરીમ ગીરધારીનો હાથ પકડી બાજુની કોટડીમાં લઇ ગયો જ્યાં એક કલાક સુધી છાની રીતે વાતો કરી ગીરધારીને આ કહેતાં બહાર નીકળ્યો "જરા જોખમનું કામ છે" ગીરધારીએ જવાબ આપતાં કહ્યું ઓહો ખાનસાહેબ આતે કાંઇ મોહટી વાત કહેવાય કે! કોઇ જબરા ગબરને બતાવો અને સેવકને હુકમ કરો, પછી જોઇ લ્યો સેવકના સપાટા તેનું માથું ઉડાવી લાવે છે કે નહિ.

કરીમ—ગીરધારી ! મને તારી પુરેપુરી ખાત્રી છે માટે અત્યારે જા પણ સાવચેત રહેજે.

" બહું સારૂં " કહી ગીરધારી કરીમના મકાન બહાર નીકળ્યો અને કરીમ છોકરાને દરવાજાને સાંકળો દેવાનું કહી કોટડીમાં જઇને ખાટલાપર પડયો.

## પ્રકરણ ૫

બેગમ ભોળી નવાબને ઉંધુ ચતું સમઝાય.
દાસી નિચદ્વેશથી માંગે દુષ્ટની સ્હાય.

એમતો ભોળી અને બેવકુફ અઝમતખાનમે નિચ દાસી ઈમામનના સમજાવ્યાથી નવાબ ફરહતુદદૌલાને આલમઆરા તરફથીભરમાવવાની કાંઇ બાકી રાખી નહોતી પણ નવાબે બેગમ ની એકે વાત ઉપર ધ્યાન આપ્યું નહોતું. અઝમતખાનમે ફરી એકવાર વધુ કહેવા માટે નવાબને બોલાવ્યા અને દીકરીની હદપારની બુરાઇઓનું વર્ણન કર્યું. પોતાની દીકરીની બુરાઇઓ પોતાની બેગમના મુખથી સાંભળી નવાબ સાહેબનો મીજાજ હાથથી ગયો અને ક્રોધાવેશમાં આવી બેગમને કહ્યું.

નવાબ—બેગમ ! તમારી વાતોને રહેવાદો મારે બીલકુલ સાંભળવી નથી હવે કોઇ દીવસ પણ આલમઆરાની વાત કહેવી હોય તો મને બોલાવતા નહિ હું તેના સબંધની એકે વાત સાંભળવા માંગતો નથી.

બેગમ—( ઠણકાથી ) ભલે તમારે સાંભળવી ન હોય તો ન સાંભળો પણ હવે ગમે તેમ કરી આલમઆરાના લગ્ન કરી આપો તો સારૂં.

નવાબ—તમે આલમઆરા ઉપર જેટલા આરોપ મુકયા તે બધા વગર પાયાના અને દ્વેશ બુધ્ધિથી ઘડેલા છે પણ લગ્ન માટે કહ્યું તે ઠીક છે હું વિચાર કરીને અને કોઇ સારો વર શોધીને કહીશ.

બેગમ—હવે એમાં વિચાર શાનો કરવો છે વરતો ઘરમાં જ છે. કયાં બહાર શોધવા જવું પડે તેમ છે.

નવાબ—વર વળી ઘરમાં કયાં છે?

બેગમ—મારા ભાઇનો દીકરો શમશુદદીન છે તે શું વર નથી?

નવાબ—ના! કેમ નહિ! બહુ સારો વર! હું જેટલી વખત બનારસ ગયો છું તેટલી વખત તમારા શમસુને ચંડુલખાના કે કલાલખાનામાંજ પડેલો જોયો છે.

બેગમ—ચંડુલખાના અને કલાલખાનાની વાત તો જવા દો માણસ જાત છે તો કદી ભુલ્યો ચુકયો જઇ ચડયો હશે, નહિ તો હમણાંજ મારી બહેન કહેતાં હતાં કે હવે તો શમસુ ગુલીસ્તાં વાંચતા અને અબજદ લખતાં શીખી ગયો છે અને તુટીફુટી પોતાની સહી પણ કરી લે છે.

**નવાબ**—એમકે ! ઓહો ! ત્યારે તો તમારો શામસુ બહુ મોહટો વિદ્વાન ! બહુ મોહટો આલેમ ! બહુ મોહટો ફાઝિલ ! થઇ ગયલો જણાય છે પણ બેગમ જરા તેના બાપની સ્થીતી તો જુઓ આખો દીવસ અને રાત અફીણમાંજ ટૈં બનીને પડયા રહે છે.

**બેગમ**—એતો બિચારા સળેખમની બીમારીના સબબે અફીણ ખાય છે કાંઇ જાણી બુઝીને થોડા અફીણી બન્યા છે.

**નવાબ**—( રમુજ કરીને ) એમ ! ઠીક ત્યારે તો કાંઇ હરકત નથી !

**બેગમ**—હરકત ન લાગતી હોય તો ફરીવાર શું કરવા કરોછો મને તો ભય લાગે છે કે શામસુના માગાં બીજે ઠેકાણેથી આવે ને મારી બહેન હા ન પાડી દે નહિ તો ફરી આવો વર મળવો મુશકેલ પડશે બિચારો શામસુ બહુ ભલો અને સારો છોકરો છે હું તો કહું છું કે દીવો લઇને ઢુંઢશો તો પણ આવો વર નહિ મળે.

**નવાબ**—બેગમસાહેબ ! તમારી નજરમાં શામસુ સિવાય બીજો વર દેખાતોજ નથી પણ મને તો મારી ભણેલી ગણેલી આલમઆરા સાથે શામસુ નોકર તરીકે પણ રહેવા લાયક લાગતો નથી. શામસુની કાબેલિયત હું જાણું છું અને મારી દીકરીની કાબેલિયતને પણ સારી પેઠે સમજું છું

આલમઆરા તો ભવિષ્યમાં કોઇ નવાબ કે અમીરનો મહેલ શોભાવે તેવી છે.

બેગમે જ્યારે નવાબને દીકરીની તરફેણમાં ઉતરેલા જોયા ત્યારે તેનો મીજાજ પણ હાથમાં રહ્યો નહિ તેથી મોહડું બગાડીને બોલી.

બેગમ—ખરૂં છે! હું અને મારા બધા પીયરીઆના લાયક છે અને તમે તથા તમારી દીકરી લાયક, આબરૂદાર, હુશીયાર, માટે તેનું લગ્ન તમારી ધ્યાનમાં આવે ત્યાં કરજો, શું આલમઆરાની સાથે શમશુના લગ્ન નહિ કરો તો શમસુને બીજી કન્યા મળશેજ નહિ?

નવાબ—બેગમ તમને શું થયું છે? કેમ દીકરીની પાછળ હાથ પગ ધોઇને પડયાં છો? આ દીકરી આપવાની વાત છે કાંઇ ઢીંગલા ઢીંગલીનું લગ્ન કરવાનું નથી. તેથી મને જે વ્યાજબી લાગ્યું તે કહ્યું છે.

બેગમ—નહિ તમે દરવખતે આલમઆરાની બાબતમાં એવીજ રીતે કરો છો, તે દીવસે પેલા જુવાનની ચીઠી પકડીને તમને બતાવી ત્યારે પણ તમે એકે શબ્દ આલમઆરાને નહોતો કહ્યો. હમણા થોડા દીવસની વાત છે કે મારી ઇમાનમન દાસીએ પોતાની આંખે આલમઆરાને બગીચામાં તેજ જુવાન કે જેના હાથે ઇરાનીઓના જુલમથી આલમઆરા

બચવા પામી હતી તેની સાથે બેસીને વાતો કરતી જોઇ છે માટે હવે તો ઘણું થયું. દીકરીને જરા દાબમાં રાખો નહિ તો નક્કી સમજજો કે આબરૂના કાંકરા થએલાજ છે.

નવાબે જ્યારે બેગમના મુખથી આ વાત સાંભળી અને તેમાં ઇમામનની આંખે જોએલી વાત બેગમને કહેતાં જોઇ ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ પોતાની લાડકવાઇ દીકરી ઉપર મુકેલો આરોપ તે સાંભળી શકયો નહિ, તેથી બેગમને બહુજ ગુસ્સાની સાથે કહ્યું.

નવાબ—બસ બેગમ બોલતાં અટકો, જરા બોલતાં પહેલાં વિચાર કરો કે હું કોના માટે કહું છું, જાવ અત્યારે મારી સામેથી દુર થાઓ.

આટલું કહી નવાબ પગ પછાડી બેગમનો ઓરડો છોડી બહાર ચાલ્યા ગયા. એટલે નિચ ઇમામન જે બહાર ઉભેલી હતી તે બેગમની પાસે આવી અને ખુશામતથી બેગમને પટાવી પુછવા લાગી.

ઇમામન—કહો બેગમસાહેબ શું થયું ?

બેગમ—થાય શું મારૂં કપાળ! એમને તો જેમ જેમ સમજાવું છું તેમ તેમ વધુને વધુ ચીડાતા જાય છે. મારે શું ? જાય ને સુ... ાં ! પચીસ વરસ સુધી તો ગમે

તેમ સુખે દુઃખે નભાવી દીધું પણ હવે તો એક ઘડીએ નભે તેમ લાગતું નથી.

ઇમામન—અને બેગમસાહેબ, નવાબસાહેબ તો મારી સુરતથીજ બેજાર થયેલા લાગે છે.

બેગમ—હા ! તારૂં નામ આવતાંજ તેઓ વધારે ઉશ્કેરાઇ ગયા. કોણ જાણે તારે ને એમને શું બારમા ચંદ્રમાં ચાલે છે.

ઇમામન—( રડતો ચેહરો બનાવી ) હાય ! હાય ! બેગમસાહેબ એતો મારા નસીબનીજ વાત છે જ્યારે ને ત્યારે મને તો જશમાં જુતીઓજ મળે છે.

બેગમ—પણ ઇમામન હવે કોઇ બીજી યુક્તિ કરવી જોઇએ.

ઇમામન—હા ! મારી સમજમાં પણ એમજ આવે છે હવે તો બીજી યુક્તિ કર્યા વિના છુટકો નથી જો આજે રાતે મને એક કલાકની રજા આપો તો હું કાંઇક બંદોબસ્ત કરી આવું.

બેગમ—ભલે જજેને હું કયાં તને ના કહું છું.

આ સાંભળી ઇમામન આનંદ પામતી. ઉઠીને બહાર આવી કામકાજમાં ગુંથાઇ રાતના આઠ વાગ્યાના અમલે કામ-

કામથી પરવારી એક મોહટી ચાદર ઓઢી મહેલની બહાર નીકળી અને ચાંદની ચોકની પુર્વે આવેલી ગલીમાં ગઇ અને ત્યાંથી ચારપાંચ ગલીઓ પસાર કરી એક સાંકડી ગલીમાં આવેલા ઘર પાસે થોભી અને હળવેથી બારણાની સાંકળ ખખડાવવા લાગી સાંકળ ખખડતી સાંભળી અંદરથી સાદ આવ્યો.

અંદરથી—કોણ છે ?

ઇમામન—(પોતાનો સાદ બદલીને) એ તો હું છું જરા બહાર આવજો.

થોડીવારમાં અંદરથી બારણું ઉઘડયું અને એક સાઠ વરસની ડોસીએ માથું બહાર કાઢી પુછયું.

ડોસી—કોણ છે ?

ઇમામન—એતો હું ઇમામન છું. ઘરમાં બીજું કોઇ છે ?

ડોસી—ના કોઇ નથી.

આ સાંભળી ઇમામન ઘરમાં ગઇ અને એક તુટેલા ખાટલાપર જઇને બેઠી, ત્યારે ડોસીએ કહ્યું.

ડોસી—અરે દીકરી તારા માટે તો લોકો ફેરા ખાય છે અને મારા ઘરની ધુળવટિક ચાટી જાય છે પણ તું તો જાણે બીજના ચંદ્રની પેઠે ન થઇ ગઇ હોય ! લોકો મારો જીવ ખાય અને તું ન આવે એ કાંઇ સારૂં ન કહેવાય વળી

તને બોલાવા પણ આવી શકાય નહિ.

ઇમામન—કાકી, એમ શું કરવાને કહો છો! હું ચોથે પાંચમે દહાડે તો ફેરો ખાઇ જાઊં છું પણ શું કરૂં પારકી તાબેદાર છું નહિ તો હું પડીપાથરી તમારે ત્યાંજ રહું.

ડાસી—ભલે રહેને દીકરી તારા માટે તો લોકો મારો કેડોએ મુકતા નથી.

ઈમામન—હું એજ વિચારમાં છું પણ કાકી, બીજી઼ઓ શું નથી આવતી?

ડાસી—એક ફક્ત મણી ને કાશી આવે છે અને બીજીઓમાંની તો કોઇ બહારગામ છે અને કેટલીક સાસરે ગએલી છે.

ઇમામન—મણી ને કાશી કયારે આવે છે?

ડાસી—દરરોજ તો સાંજની વખતે આવતી હતી પણ આજે તો બપોરના બે વાગ્યેથી આવી હતી તે છેક અત્યારે ગઇ છે પેલા બખશુ અને જમાલ ઉપર હમણા બહુજ રીઝાયલીઓ લાગે છે.

ઇમામન—ઠીક! પણ કાકી હાશમ નથી આવતો કે શું?

ડાસી—અરે એ તો દરરોજ આવે છે અને તારા માટે રૂએ છે કાલે તો રાતના બાર વાગ્યા સુધી તારી વાટ જોઇને બેઠો હતો.

ઈમામન—બિચારો બહુ ભલો છે, કાકી એનું ઘર ક્યાં છે ?

ડોસી—શું અત્યારે મુલાકાત લેવી છે ? બોલાવી લાઉં ?

ઇમામન—હા ! બોલાવી લાઓ તો મહેરબાની.

આ સાંભળી ડોસી હાથમાં લાકડી લઇ બહારથી ઘર વાસી હાશમને બોલાવા ગઇ અને આ તરફ ઇમામને પાનદાનમાંથી ચારપાંચ પાનનાં બીડાં બનાવીને રાખ્યા થોડીજવાર થઇ હશેને ઘરનું બારણું ઉઘડયું અને તેમાંથી એક ઉંચા કદનો જાડો પુરૂષ ઘરમાં દાખલ થયો ઈમામન આ આવનાર માણસને જોતાંજ ખુશીના આવેશમાં આવી ઉભી થઇ ગઇ અને તેના હાથને પકડી પોતાની પાસે બેસાડતાં બોલી.

ઇમામન—કેમ તબીયત કેવી છે, હાશમ ?

હાશમ—શું કહું કે કેવી! ઠીક છે તારી જુદાઇમાં જે દહાડા ગુજરે છે તે મુસીબતથી ભરપુર અને દીલને દુઃખ આપનારાજ છે.

ઇમામન—પ્રિય ! શું કરૂં પારકી તાબેદાર છું નહિ તો શું મને પણ તમારી જુદાઇમાં ચેન પડતું હશે ?

વાંચકો ! આ હાશમ પ્રથમ એક ખાનદાની જાગીરદાર હતો પણ ખરાબ મિત્રોની સંગતમાં પડી બહુજ ગરીબ સ્થીતિએ પહોંચ્યો છે જ્યાં સુધી પૈસા હતા ત્યાં સુધી તો

અમનચેનમાં દીવસો પસાર કર્યા પણ જ્યારે પૈસા ખુટી ગયા ત્યારે તે પણ બદમાશોની ટોળીના એક મેમ્બરમાં જોડાઇ ગયો અત્યારે તે પોતાના ઘરમાં બેઠો હતો એટલામાં ડોસીએ ઈમામનનો સંદેશો કહયો જે સાંભળી બહુજ ખુશ થતો ડોસીના ઘર તરફ આવ્યો. રસ્તામાંથી થોડીક મીઠાઇ ખરીદી હતી તે અત્યારે તેણે ઇમામનની આગળ મુકી ઇમામને થોડીક મીઠાઇ પોતાના હાથે હાશમને ખવરાવી હાશમે ઇમામનના હાથથી મીઠાઇ ખાધામાં પોતે બહુ મોહટું ભાગ્ય સમજ્યો બન્ને જણાએ મીઠાઇ ખાઇ વધેલી મીઠાઇ ડોસીને આપી મીઠાઇ ખાધા પછી ઇમામને નખરાંથી પાનનું બીડું હાશમને આપતાં કહયું.

ઈમામન—વ્હાલા હાશમ, અત્યારે હું એક જરૂરી કામસર તમારી પાસે આવી છું.

હાશમ—( આતુરતાથી ) કહે શું કામ છે ?

ઇમામન—આજકાલ તો તમારી બહાદુરીની ધુમ આખી દીલ્લીમાં મચી રહી છે.

હાશમ—અમારા જેવાઓની બહાદુરી શાની ! લોકોએ વગર લેવે દેવે નકામા બદનામ કરી મુકયા છે નહિ તો અમે તો એક બદમાશ માણસ છીએ તેથી બદમાશીની ધુમ મચી રહી હશે.

ઈમામન—તમોને બદમાશ કોણ કહે ? તમે તો એક ગૃહસ્થ અને ખાનદાન છો.

હાશમ—ખાનદાન થયા તેમાં શું રંધાયું ! હવે તો બદમાશોની સંગતમાં રહી બદમાશ બની ગયા છીએ. હશે એ વાત જવા દે હવે એ વાત કહે કે તારે શું કામ છે ?

ઇમામન—એક બહુજ રૂપવંતી અમીરઝાદી છે અગર તમે થોડીક હિમ્મત કરો અને ચાહતા હોવ તો હું તમારી સાથે તેને કરી દઉં.

હાશમ—( ગભરાઇને ) શું તે નવાબસાહેબની દીકરી તો નહિ કે જેને ત્યાં તું રહે છે ?

ઇમામન—ગમે તે છે તમારે તેની શી જરૂર !

હાશમ—( જરા વિચાર કરીને ) ઇમામન આ કામ તો બહાદુરીનું નથી પણ ખરેખરૂં પુછે તો બદમાશીનું છે. એક ખાનદાન છોકરીની આબરૂ લેવી અને તેનું હરણ કરવું હું તો કોઇપણ રીતે યોગ્ય ધારતો નથી.

ઇમામન—પણ તમારે તો આ કામ કરવું પડશે.

હાશમ—હું બદમાશ છું પણ સાથે મારૂં ખાનદાની લોહી, નાબુદ નહિ થએલું હોવાથી આ કામ તો નહિ કરૂં, એક પવિત્ર બાળાને અપવિત્ર કરવા માટે હું બીલકુલ તૈયાર

ર નથી. આ કામ માટે હું કોઇ દીવસ પણ હા નહિ કહું માટે ઇમામન આ વાત જવાદે બીજી કોઇ વાત કહેવી હોય તો કહે.

ઇમામન—( ગળે વળગી પડીને ) પણ વહાલા હાશમ એ છોકરીનું હરણ થયે મને મોહ્ટો ફાયદો થશે.

હાશમ—( નરમ પડીને ) જો તને ફાયદો થતો હશે તો હું એ કામ કરવા માટે તઇયાર છું પણ........

ઇમામન—પણ બણ કરતા નહીં ફકત મને તમે હા કહીને વચન આપો.

હાશમ—ઠીક ત્યારે જા હું વચન આપુંછું.

તે પછી આ બંને જણાએ ગુપચુપ કેટલીક વાતો કરી અગીયાર વાગી ગયાથી ઇમામને રજા માગી, જતી વખતે એક રૂપીઓ ડોસીને આપ્યો, અને હાસમને આ કહેતી વિદાય થઇ કે રાતની વખતે હું કોઇ બહાનાથી આલમઆરને બાગમાં બોલાવી લાવીશ, એટલે તમે તેને પકડીને બાગની દિવાલ કુદાવી ચાલ્યા જજો, પણ નકકી દિવસ હું તમને કહી જઇશ.

# પ્રકરણ ૬ ઠું.

જાણી પુત્રની બહાદુરી, અને પ્રેમની વાત;
જોડી દેવા લગ્નથી, ઇચ્છે મનમાં તાત.

નવાબ અનીસુલમુલ્ક બહાદુર દીલ્લી શહેરના પુરાણા અમીરોમાંના એક હોવા ઉપરાંત સરકાર દરબારમાં મોહટો માન મરતબો ધરાવતા હતા. તેઓની વય જો કે સાઠ વરસ ઉપરની હતી પણ બહાદુરીમાં એક ખરા ઉત્સાહી યુવાનની પેઠે ઉમંગી જણાતા હતા. વૃદ્ધ અવસ્થાના સબબે સરકારી દરબારી કામમાં વધુ ધ્યાન ન દેતા હતા. તો પણ પ્રસંગ પડયે પોતાનો મત દર્શાવવાને લગારે પાછી પાની કરતા ન હતા. તેઓને સંતાનમાં માત્ર આપણી વાર્ત્તાનો નાયક જહાંકદરજ હતો. જેને તેઓ તથા તેમનાં બેગમસાહેબ હદથી વધારે ચાહતાં હતાં. નવાબસાહેબને દીલ્લીના સર્વે નાહના મોહટા પીછાણતા હતા અને સરવે એકે અવાજે નવાબસાહેબ માટે પ્રશંસાનાજ શબ્દો બોલતા હતા. નવાબસાહેબ દરરોજ રાત્રે પોતાના બગીચામાં જુના પુરાણા

મિત્રો સાથે બેશી એક બે કલાક વાતો કરતા હતા. અને શહેરમાં શું શું ચર્ચાઓ ચાલી રહી છે તે સાંભળી તે ઉપર વાદવિવાદ ચલાવતા હતા. તેઓની પાસે બેસનારા અને મિત્રતાનો દમ ભરનારા માણસો પણ અમીરો અને રઇસો નીજ પંકતીના હતા.

અત્યારે રાતના આઠ વાગ્યા છે, નવાબસાહેબ પોતાના બગીચામાં બનાવેલી ખાસ બેઠક ઉપર શેતરંજી પાથરી બેઠા છે. દીલ્લીશાહી હોકો ભરીને મુકયો છે. અને આસપાસ ચાર પાંચ માણસો બેઠેલાં છે તેઓની વય પણ નવાબસાહેબ જેટલી કે તેથી થોડી ઘણી વધારે ઓછી જણાય છે. ચાંદનીના પ્રકાશથી ઝગઝગાટ થઇ રહેલો હોવાથી લેમ્પ કે દીવો મુકયો નથી. ચાંદનીના સબબે અને મહેલની બહાર લગાવેલા લેમ્પના સબબે અજવાળાની જરૂરત પણ નહોતી. નવાબસાહેબ પોતાના મિત્રોને ઘણીજ માનની નજરથી જુએ છે. તેમજ તેમના મિત્રો પણ વખત આવે પોતાને ખરા મિત્રો સાબિત કરી આપવાની હોંશ ધરાવે છે, મજકુર નવાબસાહેબનું મિત્ર મંડળ બેસીને વાતો કરી રહ્યું છે તેવામાં તેમના એક મિત્ર પધાર્યા. નવાબસાહેબે તેમને આવકાર આપતાં કહ્યું.

અનીસુલમુલ્ક—આવો દબીરમીરઆં ? આ રનીજ વાટ જોવાતી હતી કહો આજે કેમ વાર થઇ ?

દબીરમીરઝાં—(આવેલા માણુસ) નવાબસાહેબ ! જ-રા ઘરમાં તબીયત સીક હતી તેથી વાર થઇ ગઈ.

અનીસુલમુલ્ક—કહો અત્યારે કેમ છે ?

દબીરમીરઝાં—આપની દોઆથી અને ખુદાના ફઝલથી તબીયત સારી છે કાંઇ ચિંતા જેવું નથી.

પાંચ મીનીટ સુધી ચુપકીદી પસરાયા પછી રફીઉદ્દ દૌલા નામના મિત્રે ચુપકીદો તોડતાં કહ્યું.

રફીઉદ્દૌલા—અફસોસ ! નાદિરશાહે પણ કેવા વખતમાં આવીને હુમલો કીધો કે જે વખતે સર્વે જુના નીમકહલાલ નોકરો કબરવાસ થવાની તૈયારીમાં હતા અને માત્ર જવાનીઆઓનોજ દોર જામી રહેલો હતો !

અનીસુલમુલ્ક—આહ ! તમે પણ અત્યારે કયાં એ જીગરને દુઃખ આપનાર વાત કાઢી! અત્યારે પાંચ મિત્રો મળી ખુશીની વાતો કરતા હતા ત્યાં તમે રૂઝી ગયેલા જખ્મમાં મીઠું રેડયુ. અફસોસ ! જવાનીઆઓની બેપરવાઈથી તો દીલ્લીના અમીરોનું નાક કપાઇ ગયું છે નાદિરશાહે દીલ્લીમાં આવી અમોને જે દાગ વૃદ્ધ અવસ્થાએ દીધો છે તે મરતાં સુધી પણ ભુલાય તેવો નથી.

દીલાવરમીરઝાં—(અનીસુલમુલ્કને) પણ નવાબ સાહેબ ખરૂં પુછો તો દીલ્લીને બદનામીના ખાડામાં ધકેલી પા-

હનાર અને ઘરડા અમીરોનું નાક કપાવનાર આ ભાડભુંજો સઆદત....................

અનીસુલમુલ્ક—( દીલાવરમીરઝાંને બોલતાં અટકાવીને ) અરે ! અરે ! નવાબ સઆદતખાન બહાદુર માટે આવા શબ્દો ? સાંભળો ! તમે આખી દુન્યામાં દીવો લઇને ઢુંઢશો તોપણ નવાબસાહેબ જેવો રાજ્ય કારોબારમાં હુશીયાર, ચ'લાક, પોલીટીકલ ચાલોની પુરી માહેતી ધરાવનાર માણસ મુશકેલથી મળશે. નવાબસાહેબનો મુળ હેતુ અને અસલ મતલબ તો બેવકુફ બાદશાહને ખરાબ મિત્રોથી દુર રાખવાનો હતો અને રાજ્યમાં જે ગરબડ ગોટા ઉઠી રહ્યા છે તે બધાને શાન્ત પાડવાનો હતો પણ બેવકુફ બાદશાહે એવા નીમકહલાલ સુબેદારની ભર દરબારમાં એક ખુશામદીઆની પાસે પાઘડી ઉતરાવી, અને મશકરી કરાવી. આવી નિચ રમુજથી ભલા દીલના સુબેદારના મનમાં મોટી અસર થઇ અને ક્રોધાવેશમાં આવી નાદિરશાહને પત્ર લખી દીધો કે તમે હિંદુસ્તાનમાં આવો હું હિંદુસ્તાનનું રાજ્ય બહુજ સહેલ રીતે અપાવી દઇશ. હવે આપણે વિચારવાનું છે કે નવાબ સઆદતખાને ગુસ્સામાં આવીને નાદિરશાહને બોલાવ્યો તો તે સ્વભાવિક હતું કે નહિ ! મારી મરજી જો પુછતા હોવ તો નવાબ સાહેબે નાદિરશાહને બો-

લાવ્યો તે બહુંજ સારૂં કર્યું. મનેં આશા છે કે તમે બધા પણ અને જેઓ ઇન્સાફને ચાહતા હશે તે બધા મારા મતનેજ મળતા હશે. નવાબ સઆદતખાનની જગ્યાએ જો આપણામાંનો કોઇ હોતતો તે પણ મારા ધારવા પ્રમાણે મારા મતનેજ મળતો થાત. નાદિરશાહને જ્યારે નવાબ સાહેબનો કાગળ મળ્યો ત્યારે તરતજ ચઢી આવ્યો અને તેણે દીલ્લીમાં આવીને કતલનો હુકમ આપી દીધો. જ્યારે હિંદીઓનો ઇરાનીઓએ દાટ વાળવા માંડયો ત્યારે નવાબ સઆદતખાને કેવી રીતે યુક્તિ કરીને ઇરાન પાછો ફેરવ્યો ! જો કદાચ તે વખતે સઆદતખાન બહાદુર ન હોત તો મુગલ શહેનશાહતનો અંત આવીજ ચુકયો હતો.

મીરઝાંદબીર—આપનું ફરમાવવું તદન વ્યાજબી છે.

અમીરમીરઝાં—(હોકાનો દમ ખેંચતા) બરોબર છે આપ કહો છો તેમાં લગારે શક કે સંદેહ નથી.

રફીઉદદૌલા—આપની વાતને હું પણ ટેકો આપું છું તો કે આસુફજાહ બહાદુર પણ બહુજ હુશીઆર અને ચાલાક છે પરંતુ નવાબ સઆદતખાનને તો ન પોંહચે.

અનીસુલમુલ્ક—આસુફજાહ માટે પણ મને તો માન છે પણ જે વાત સઆદતખાનમાં છે તે તેમનામાં નથી.

દીલાવરમીરઝાં—નવાબસાહેબ! કતલનો દીવસ પણ ઇતીહાસોના પાનામાં કાળા શબ્દોથી લખાએલો હજારો વરસ સુધી કાયમ રહેશે.

અનીસુલમુલ્ક—હાય! તે કતલના દીવસનું તો નામજ મુકો, હું તો તે દીવસે એજ વિચાર કરીને બહાર બેઠો હતો કે આવા બદનામીના જીવ્યા કરતાં ઇરાનીઓના હાથે કતલ થવું હજાર દરજ્જે બહેતર છે.

મીરઝાદબીર—આપ સાહેબ તો હિમત અને બહાદુરી સાથે ઘરની બહાર નીકળીને બેઠા હતા પરંતુ અમારા મહેલાવાળા નવાબ ફરહતુદદૌલા બહાદુર તો પોતાની બેગમને સાથે લઈ મહેલમાં પોતાની એકની એક યુવાન દીકરીને મુકી શહેર બહાર નહાસી ગયા હતા.

અનીસુલમુલ્ક—શું! યુવાન દીકરીને મહેલમાં મુકીને નહાસી ગયા હતા!

મીરઝાદબીર—જી હા! પણ દીકરીએ બહુ બહાદુર!

દીલાવરમીરઝા—(યાદ આવી જવાથી) હા! હા! બરાબર છે મને પણ યાદ પડે છે કે તે બહાદુર પુત્રીને ઇરાની સીપાઇઓના હાથથી એક યુવાન બહાદુર સીપાઇએ ઘણીજ બાહોશીથી બચાવી હતી.

મીરઝાદબીર—( મુછમાં હસીને ) ખરી વાત છે પણ તમને ખબર છે કે તે યુવાન બહાદુર સીપાઇનું નામ શું છે?

દીલાવરમીરઝા—ના, નામની તો ખબર નથી પણ એટલું જાણું છું કે તે અહિના કોઈ અમીરામાંનોજ હતો તેણે જે બે ઈરાનીઓના મુકાબલામાં બહાદુરી દેખાડી હતી તેની પૃશંસા બધા લોકો કરે છે પણ તેઓ એ નામ જાણુતા નથી.

મીરઝાદબીર—જો તમારે જાણવું હોય તો હું બતાવું.

દીલાવરમીરઝાં—હા જરૂર બતાવો.

મીરઝાંદબીર—એ બહાદુર યુવાન બીજો કોઇજ નહિ પણ આપણા જહાંકદર!

અનીસુલમુલ્ક—( ચોંકીને ) કોણ મ્હારો જહાંકદર?

મીદઝાંદબીર—જીહા! આપનાજ જહાંકદર!

અનીસુલમુલ્ક—પણ તે દીવસે એ ત્યાં કેવી રીતે પહોંચી ગયો?

મીરઝાંદબીર—કતલના દીવસે જહાંકદર હાથમાં નાગી તલવાર લઇને એવો વિચાર કરી નીકળ્યા હતાકે નાદિરશાહની રૂબરૂ મળી કહેવું જોઇએ કે " ગરીબ પ્રજાએ તમારૂં શું બગાડયું છે કે તમે તે ઉપર જુલમ ગુજારો છો? અ

ગર પુરા બહાદુર હોવ તો આવી જાઓ મારી સાથે યુદ્ધ કરો !" પરંતુ રસ્તામાંજ નવાબ આસુફજાહ મળી ગયા અને તેઓએ જહાંકદરના વિચારથી જાણીતા થઇ તેઓને જુમામસીદ જતાં અટકાવીને પાછા વાળ્યા. જહાંકદરે પાછા ફરતી વખતે ફરહતુદૌલાના મકાનમાંથી આલમઆરાની આવેલી ચીચીઆરી સાંભળી તેથી તરતજ તેઓ તે તરફ ગયા અને ત્યાં બે ઇરાની સીપાઇઓની સાથે બહુજ બહાદુરીથી લઢી તેઓને કતલ કરી, આલમઆરાને તેમનાથી મુક્ત કરાવી. હવે તે દિવસથી આલમઆરા તો જહાંકદર જહાંકદરજ જપી રહી છે.

અનીસુલમુલ્ક—જહાંકદર, જહાંકદર, જપવાની મતલબ ?

મીરઝાંદબીર—મતલબ એકે આલમઆરા જહાંકદર પર મોહિત થઇ છે પણ બીચારી શરમવાળી હોવાથી કાંઇ બોલી શકતી નથી.

અનીસુલમુલ્ક—અને જહાંકદર તેના પ્રત્યે કેવી લાગણી ધરાવે છે ?

મીરઝાંદબીર—તેઓ પણ પુરા પ્યારની નજરથી જુએછે અને ખરા જીગરથી ચાહે છે. હમણાં થોડાજ દીવસ ઉપર મારા સાંભળવામાં આવ્યું હતું કે એક દીવસ જહાંકદર દા

તની વખતે બાગમાં આલમઆરાની મુલાકાતે ગયા હતા જ્યાં બંને જણાઓએ બહુ વાર સુધી વાતો કરી હતી.

અનીસુલમુલ્ક—(પાંચેક મીનીટ વિચાર કરીને) જો કદાપી એમજ છે અને તેઓ એક બીજાને ચાહે છે તો બંનેને લગ્નગાંઠથી જોડી દેવા જોઈએ. નવાબ ફરહતુદદૌલા કાંઈ અમારાથી ઉતરે તેવા નથી-

મીરઝાંદબીરં—પણ આલમઆરાની મા પોતાની પુત્રીની બહુજ કટી દુશમન છે.

અનીસુલમુલ્ક—શું ! મા દીકરીની દુશમન ?

મીરઝાંદબીર—જી હા ! બહુજ અજબ જેવી વાત છે બેગમ પોતે બહુ બેવકુફ છે એક દાસીના ફંદામાં ફસીને દીકરીની દુશમન બની ગઈ છે, તે દાસી જેમ સમજાવે છે તેમ તે દીકરીપર જુલમ ગુજારે છે.

અનીસુલમુલ્ક—દીકરીપર હવે કયાં સુધી જુલમ કરશે, હવે તે લગ્ન લાયક થઈ ગઈ છે તેથી થોડા દીવસનીજ મેહમાન સમજવી.

મીરઝાંદબીર—જી હા, હવે તો માત્ર થોડાજ દિવસ બાકી છે.

અનીસુલમુલ્ક—પણ મીરઝાં સાહેબ આ વાત જરા ધ્યાનમાં રાખજો હું ઘરમાં પુછીને કહું તો ફરી તમે વાત છેડો અને ચોકઠું બેસાડી આપો.

જે વખતે ઉપરની વાતચીત નવાબ અનીસુલમુલ્કના બગીચામાં થઇ રહી હતી તે વખતે નવાબ ફરહતુદદૌલાના બગીચામાં પણ નીચ ઇમામન બદમાશ હાશમને કહી રહી હતી કેઃ—

ઇમામન—જુઓ હાશમ બરાબર એક વાગે આવજો.

હાશમ—પણ મારી સાથે બીજા મારા બે સોબતીઓએ આવશે.

ઈમામન—જરૂર લાવજો ! એમની પણ જરૂરત પડશે.

હાશમ—ઠીક ત્યારે જાઉં છું.

હાશમ આટલું કહીને બગીચાની દીવાલ કુદાવી ચાલતો થયો ઇમામને જ્યારે હાશમને દીવાલ કુદાવી ગએલો જાણ્યો ત્યારે તે પણ મહેલમાં આવી અને સીધી આલમઆરાની રૂમમાં ગઈ જ્યાં આલમઆરા વિચારોમાં લિન બનેલી પ-લંગ ઉપર બેઠેલી હતી. ઇમામન આલમઆરાના પગ પાસે જઇને બેસી ગઇ અને કહેવા લાગી.

ઇમામન—નાહના બેગમસાહેબ ! શું આપ મારાથી હમેશા રીસાયલાજ રહેશો ?

આલમઆરા—(હેરતથી) ઇમામન! આજે આ સવાલ પુછવાનું કારણ?

ઇમામન—કારણ તો કંઇ નહિ પણ સાચું કહો કે આપ મારાથી બોલશો કે નહિ?

આલમઆરા—હું શું કરવાને કોઇથી વગર લેવે દેવે રીસાએલી રહું કે રીસાઉં!

ઇમામન—આપ મારાથી રીસાયલા હશો તો હું આપની માફી માંગીશ કેમકે હું આપની અદના લોંડી છું અને વળી આપના સઘળા ભેદોથી જાણીતી છું. જે દહાડે આપ જહાંકદરથી મળ્યા હતા તે દહાડે હું આપની પછવાડેજ ઉભેલી હતી અને આપ બંને જણાઓએ જે વાતો કરી તે બધી સાંભળી હતી. અત્યારે પણ હું જહાંકદરથીજ મળીને આવું છું.

બિચારી ભોળી આલમઆરા પોતાના પ્રેમીનું નામ "અત્યારે પણ હું જહાંકદરથીજ મળીને આવું છું" એ સાંભળીને લુચ્ચી ઇમામનના ફંદામાં ફસી પડી ગદગદિત કંઠે પુછવા લાગી.

આલમઆરા—શું ઇમામન તું સાચું બોલે છે?

ઇમામન—મારી બંને આંખોની કસમ હું હમણાંજ મળીને આવું છું.

આલમઆરા—તેઓએ તને કેવી રીતે ઓળખી ?

ઈમામન—હું અત્યારે બાગમાં ગઇ હતી ત્યારે દર-વાજાની પાસે તેઓ આમતેમ ફેરા ખાતા હતા જ્યારે હું તેઓની પાસે થઇને નીકળી તો તેઓએ મને પુછ્યું કે શું તમે મહેલમાં રહો છો ? મેં કહ્યું કે હા ! ત્યારે તેઓ એ ઘણીજ આજીજી અને નરમાશથી દયા આવી જાય એવી તરેહથી કહ્યું કે તમે મહેલમાં જાવ ત્યારે આલમ-આરાને કહેજો કે જહાંકદર તમારા વિયોગમાં મરે છે માટે જેમ તેમ કરીને આજે બાગમાં મળજો નહિ તો તે નક્કી આજે મરી જશે.

આલમઆરા—(ગદ્દગદિત કંઠે) કેટલા વાગે ?

ઇમામન—આશરે રાતે દોઢ વાગે.

આ સાંભળી આલમઆરા ચુપ થઇ ગઇ અને ઈમામન તેની પાસેથી ઉઠી અજમતખાનમની પાસે ગઇ અને પોતે જે જાળ પાથરી તેની સર્વે હકીકત કહી. પેલી તરફ હાશમ ઇમામનની પાસેથી વિદાય થઇ સીધો ગીરધારીને ઘેર ગયો અને તેને મળી સર્વે હકીકત કહી રાત્રે એક વાગે મળવાનું વચન લઇ સીધો બનુ નામના બદમાશને ત્યાં ગયો અને તેને પણ રાત્રે એક વાગે મળવાનું કહી સીધો પેલી ડોસીને

ઘેર ગયો જ્યાં ઈમામનથી તે મળ્યો હતો આ ડોસીનું ઘર બદમાશોની ટોળીની બેઠક અને કાળા કરતવ્યની ખાણુ સમાન હતું.



## પ્રકરણ ૭ મું.

બુરૂં ચાહે બીજા તણું, બુરૂં પોતાનું થાય;
ખાડો ખોદે તે પડે, કહેવત સત્ય જણાય.

તેજ રાત્રીના સાડાબારનો અમલ થયો કે જે રાત્રીનો વાયદો ઇમામને હાશમને આપેલો છે. આ વખતે જહાંકદર પોતાની રૂમમાં પલંગ પર પડયો પડયો પ્રીયાની યાદમાં બેચેન બની રહ્યો છે, એમતો દરરોજ જહાંકદર પ્રિયાની યાદમાં જ રહેતો હતો અને એક ઘડી પણ પ્રિયાની યાદને જીગરમાંથી ખસેડતો નહોતો પણ કોણ જાણે અત્યારે તે પ્રિયાની યાદમાં એટલો બધો બેચેન બની રહયો છે કે કોઇપણ રીતે ચેન પડતું નથી. નિંદ્રાને માટે તેણે લાખ ફાંફાં માર્યા અને સેંકડો પાસાં બદલ્યાં પણ નિંદ્રા તેની પાસે વટિક પણ ફરકી નહિ તેથી છેવટે લાચારીએ તે પલંગ પરથી ઉઠયો અને લુગડાં પેહરી ઘર બહાર નીકળ્યો જહાંકદરના જીગરમાં અત્યારે એક જુદીજ જાતના દરદે વાસો કીધો હતો જો કે

પ્રેમમાં પડયા પછી તે દરવખતે દર્દીજ બનેલો રહેતો હતો પણ અત્યારનું દર્દ એવું નામાલુમ હતું કે તે પોતે પણ તેને પારખી શકયો નહિ તેથી છેવટે પ્રિયાના દર્શનની આશામાં નહિ પણ પ્રિયાના બાગના દર્શનની આશામાં તે બગીચાની પાસે પહોંચ્યો. બગીચાની બહારથી મહેલની બારી જોઇ તેણે નિશ્વાસ નાંખ્યો અને મનમાં વિચાર કર્યો કે મારી પ્રેમમુર્તી કોઇ કોઇ વખતે આ બારીમાં આવીને ઉભી રહેતી હશે હજુ તે એવાજવિચારોમાં લિન થવાની તૈયારીમાં હતો કે કોઇએ દૂરથી તેને કહ્યું "આ તરફ ઝાડની આડમાં આવો" આ સાંભળી જહાંકદર ચોંકયો આવેલા સાદને કોઇ વેળા સાંભળેલો છે એમ મનમાં કહી તે તે તરફ ગયો તો કરીમ બુઢાને ઉભેલો જોયો તેથી બહુજ અધીરાઇથી પુછયું.

જહાંકદર—કાકા, અત્યારે તમે અહિ કેમ આવ્યા?

કરીમ—નિચ ઇમામને એક હાશમ નામના બદમાશની સાથે એવી સંતલશ કરેલી છે કે રાતના એક વાગે બગીચામાં આવી આલમઆરાને ઉપાડી જવી તેથી હું અત્યારે અહિ આલમઆરાના બચાવ માટે આવ્યો છું.

જહાંકદર—તો શું તે બદમાશ અત્યારે આવશે?

કરીમ—હા તે આવનાર છે, વળી તે બદમાસે મારા ને ચેલાઓને પણ સાધ્યા છે. તેથી તેમને પણ સાથે લઇ ને આવશે. પરંતુ મેં મારા ચેલાઓને કહી દીધું છે કે જે વખતે ઇમામન આલમઆરાને પકડવા માટે લઇને આવે તે વખતે તમે આલમઆરાને ન પકડતાં ઇમામનનેજ પકડી લેજો.

જહાંકદર—અહા ! કાકા તમારો કેટલો બધો ઉપકાર !

કરીમ—સાહેબ ! આ વખત ઉપકાર માનવાનો નથી પરંતુ સંતાઇને તે લુચ્ચીની બદમાશી જોવાની છે, માટે ચાલો આપણે સંતાઇ જઇએ હવે તે બદમાશોને આવવા-નો વખત થઇ ગયો છે.

આટલું કહી કરીમ જહાંકદરને લઇને બગીચાની બ-હાર આવેલી ઝાડોની ઘટામાં સંતાઇ ગયો, થોડીજ વાર ગુ જરી હશે કે બદમાશ હાશમ ગીરધારી અને બનુને લઇને બગીચાની પાસે આવ્યો અને બગીચાની દિવાલ કુદાવી બ-ગીચામાં ગયો. જ્યાં ઇમામન આલમઆરાને લઇને બેઠી હ તી. જ્યારે તેણીએ હાશમ અને બીજા બે બદમાશોને જોયા ત્યારે મનમાં વિચાર કરવા લાગી કે જેવો હાશમ મારી પા સે આવે કે તરતજ આલમઆરાનો હાથ તેને પકડાવી દઉં. આલમઆરાએ જ્યારે ત્રણ બદમાશોને પોતાની તરફ આવતા

જોયા ત્યારે તે ઘણીજ ગાભરી બની ગઇ અને ઇમામનના ચહેરા તરફ જોવા લાગી તો તેણીને ખુશી થએલી જોઇ સમજી ગઇ કે જરૂર આ લુચ્ચીએ કાંઇ પ્રપંચ રચેલો છે. હજુ તે આ વીચારમાંજ હતી કે હાશમ અને બદમાસોને પોતાની પાસે ઉભેલા જોયા. ઇમામને લાગ બરોબર આવેલો જોઇ આલમઆરાનો હાથ પકડયો અને જેવી હાશમના હાથમાં આપવા જતી હતી કે પાછળથી કરીમ અને જહાંકદર અને બગીચાની દિવાલ કુદાવીને અંદર આવ્યા. અને પછવાડેથી હાશમને ગળામાંથી પકડી દુર હઠાવી દીધો. અને બનુના હાથમાં હાશમને સોંપી ઇમામનને પકડી લીધી, આલમઆરાએ જ્યારે જહાંકદરને આવેલો જોયો ત્યારે તે એકદમ ગભરાઇને તેના ખોળામાં ભરાઇ ગઇ. જહાંકદરે આલમઆરાને સધીયારો આપ્યો. અને કરીમખાનના મુખ સામુ જોયું. કરીમખાને ઇમામનનો હાથ ગીરધારીના હાથમાં આપી હાશમને ધીક્કારતાં કહ્યું.

કરીમ—તારા જેવા ખાનદાન બદમાશને એક આબરૂદાર બાળાની આબરૂ લેવા તત્પર થયેલો જોઇ હું ઘણોજ દીલગીર થાઉ છું.

હાશમ—કરીમકાકા ! માફ કરો મને તો આ નીચ ઇમામને ભરમાવ્યો હતો.

કરીમ—(ઇમામનને) ધીઃકાર છે લુચ્ચી ! તારા જેવી કુલટા પાપીણી કે જે પોતાની માલેકથી નીમકહરામ બની દુઃખ આપનારી થઇ.

ગીરધારી—કાકા, આ રાંડ તો બહુજ હરામખોર છે.

બનુ—તો શું આ લુચ્ચી નાહના બેગમસાહેબની દા-સી છે ?

કરીમ—નહી તો શું બેગમ ?·! અરે આને તો દુકા જના વખતમાં નાહના બેગમસાહેબની માએ વેચાતી લીધી હતી. અને પાળીપોષી મોહટી કરી પોતાની સાથે સાસરામાં લાવ્યાં અહીં આવી આ લુચ્ચીએ બેગમસાહેબને પોતાના તાબામાં કરી લીધાં, અને પછી સઘળા નીમકહલાલ નોકરો ને રજાઓ અપાવી. અને છેવટમાં મા દીકરીમાં જુદાઇ કરા વી, અને દીકરીને સદાને માટે જુદી પાડવા ચાહતી હતી. તેમાં તે ફાવી શકી નથી. ખરૂં છે " જેને રામ રાખે તેને કોણ ચાખે !"

બનુ—ત્યારે તો આ લુચ્ચી બહુ મોહટી બદમાશ જ જણાય છે.

ગીરધારી—અરે સો બદમાશોમાંની એક બદમાશ છે. કહો કાકા હવે આના માટે શું હુકમ છે ?

કરીમખાન—હાલ તરત તો ઈમામનને આપણે ઘેર જાઇને કોટડીમાં પુરી બંધ કરી દયો. પછી સવારે આનો ન્યાય કરીશું. કહે હવે હાશમ તારા માટે શું શિક્ષા થવી જોઈએ છે ?

હાશમ—કાકા, તમે જે શિક્ષા કરો તે મારા માટે ઓછી છે.

ગીરધારી—હાશમ પસ્તાવો કરે છે માટે તેને હાલ તો માફ કરી દેવું જોઈએ.

કરીમ—હાશમ, જા ગીરધારીની શીપારસથી અને તારી ખાનદાનીના લીધે માફ કરૂં છું. પણ હવેથી આવું કામ કર્યા પહેલાં વિચાર કરજે.

હાશમ—કાકા હવે મરતાં સુધી આવું કામ નહી કરૂં.

કરીમ—જાઓ ત્યારે તમે સઘળા ઘેર જઇને બેસો હું હમણાં આવું છું.

આ સાંભળી ઈમામનને લઇ સઘળા જણ બાગમાંથી ચાલતા થયા, તે પછી જહાંકદર આલમઆરાનો હાથ પકડી બેંચપર બેઠો અને કરીમખાનને કહેવા લાગ્યો.

જહાંકદર—કાકા, તમારો જેટલો આભાર માનું તેટલો થોડો છે.

આલમઆરા—ભલા કરીમખાન તમે મને જીવતદાન આપ્યું તેનો હું કોઇ પણ રીતે બદલો વાળી શકતી નથી.

કરીમ—દીકરી મેં મારી ફરજ બજાવ્યા ઉપરાંત એ શું કાર્ય નથી કર્યું કે તમે ઉપકાર માનો.

જહાંકદર—કાકા, તમારી મહેરબાની તો હદથી વધારે છે પણ હવે તેમાં એટલો વધારો કરો કે હવે પછી નીચ ઇમામનનું મોહડું જોવામાંજ ન આવે.

કરીમ—એ ચિંતા હવે તમારે રાખવીજ ન જોઇએ, કેમકે મેં એતો પ્રથમથીજ બંદોબસ્ત કરી રાખ્યો છે.

વાંચકો ! કરીમખાને ઇમામનનો એવો પાકો બંદોબસ્ત કર્યો કે આજ સુધી કોઇએ તેને જોઇજ નથી. તે પછી કરીમખાન આ બંને જણાંની રજા લઇને ઘર તરફ વિદાય થયો, એટલે આલમઆરાએ જહાંકદરને કહ્યું.

આલમઆરા—મને જેવી મા મળી છે, તેવી જાણ્યામાં બીજા કોઈને નહીં હોય, એક નીચ દાસીના ભરમાવ્યાથી પોતાની એકની એક દીકરીને સદાને માટે દુઃખના ખાડામાં નાંખવા તૈયાર થઇ ગઇ.

જહાંકદર—ખરેખર તમારી મા તદ્દનજ અજ્ઞાન છે.

આલમઆરા—અજ્ઞાન નહિ તો શું આ જ્ઞાનીનાં કામ છે ?

જહાંકદર—અફ્સોસ! મા દીકરીની મોહોબ્બત તો દુ
નીયામાં મશહુર છે પણ તમારે ત્યાં તેથી તદન ઉલટું
જ છે.

આલમઆરા—હા જુઓને ? પણ હવે કોણ જાણે
મારાપર કેવા કેવા દુઃખના પહાડો પડશે.

જહાંકદર—હવે નચિંત રહો કેમકે જે ભરમાવનારી
હતી તેનું તો કાશળજ. નીકળી ગયું છે.

આલમઆરા—પણ જ્યારે તેમને ખબર પડશે કે ઇ
મ્મન ગેબ થઇ છે ત્યારે તેઓ મારા પર શક લાવ્યા વિ
ના રહેનારજ નથી.

જહાંકદર—હવે હજાર શક લાવે તેએ શું ? તમે
તમારે હિંમત રાખો !

જહાંકદર અને આલમઆરા આવા રીતે ઘણા દીવસ
ના વિયોગને વાતો કરી વિસારતા હતા તેવામાં ટાવરના ઘ
ડીઆળે ચારના ટકોરા વગાડી તેમની વાતોના સીલસીલાને
તોડયો, ચાર વાગી ગયેલા જોઇ જહાંકદરે રજા માગતાં
કહ્યું.

જહાંકદર—લ્યો આલમઆરા હું જાઉં છું !

આલમઆરા—ફરી કયારે દર્શન થશે !

જહાંકદર—ભાગ્યમાં હશે ત્યારે !

આલમઆરા—નહિં હું આપને પત્ર લખીને ખબર આપીશ એટલે આપ જરૂર પધારજો.

જહાંકદર—ઇંનશા અલ્લાહ! મારી આંખોથી ચાલીને આવીશ.

આટલું કહી જહાંકદર આલમઆરા પર છેલ્લી પ્રેમભરી નજર નાંખી પોતાના ઘર તરફ ગયો આ તરફ આલમઆરા પણ ઉઠી અને પોતાની રૂમમાં જઇ પલંગપર પડી અત્યારે તેણીને પોતાની આશામાં કામયાબીના ચિન્હ જણાયા અને આજ સુધી જે નિરાશાનું કાળું મુખ જહાંકદર અને પોતાની વચ્ચે જોતી હતી તે નાશ થએલું જણાયું તેના જીગરમાં એક જાતની ખુશાલી પૈદા થતી હતી તેથી તેનું દીલ ધડક ધડક થતું હતું અત્યારે તે નિરાશામાંથી નીકળી આશાની એક સીડી ચઢી ચુકી હતી એટલામાં મસજીદના મુલ્લાંએ સવારની નમાઝની બાંગ પોકારી બાંગનો સાદ સાંભળી આલમઆરા પોતાના વિચારોના વમળમાંથી જાગી અને તરત વઝુ કરી પાકપરવરદિગારની યાદમાં ગુંથાઇ દસેક મીનીટીમાં નમાઝ પઢીને તેણીએ ઘણીજ આજીજીથી દોઆ માંગી અને પછી રૂમમાં આવી પલંગપર પડી થોડી વારમાં વિચાર્યે કરતી કરતી નિદ્રાને વશ થઇ.

સવાર થઇ ગયેલી હોવાથી અઝમતખાનમે ઇમામન ને પોતાની પાસે ન આવેલી જોઇ પાંચ છ બુમો પાડી પણ જવાબ ન મળવાથી કરીમન નામની એક દાસીને ઇમામનને બોલાવવા માટે કહ્યું તેણી જઇને મહેલમાં બધે ઠેકાણે ઇમા-મનને શોધી આવી પણ તેણીનો પતો ન લાગવાથી આવીને કહેવા લાગી કે.

કરીમન—બેગમસાહેબ ! ઇમામન તો મહેલમાં જ-ણાતી નથી !

અઝમતખાનમ—મહેલમાં નથી તો બગીચામાં હશે મારા માટે ફુલ તોડવા ગઈ હશે માટે જા હાલને હાલ બો-લાવી લાવ.

કરીમન બહુ સારૂં કહીને બગીચામાં ગઈ અને બધા બગીચામાં ઇમામનની શોધ ચલાવી પણ ક્યાંએ પતો ન લાગવાથી નિરાશ બની પાછી આવીને બેગમને કહ્યું.

કરીમન—બેગમ સાહેબ! બધા બગીચામાં ઇમામનને શોધી પણ તેનો કોઇ ઠેકાણે પતોજ લાગતો નથી !

અઝમતખાનમ—( ઘભરાઇને ) તો શું નાહસીતો નથી ગઇને ?

કરીમન—એને એવું તે શું દુઃખ પડ્યું કે નહાસી ગઇ !

અઝમતખાનમ—અરે હાં! કરીમન જરા જઈને જોઈતો આવ કે આલમઆરા ઉઠી છે કે નહિ અગર ઉઠી હોયતો તરત મારી પાસે બોલાવી લાવ.

આ સાંભળી કરીમન આલમઆરાની રૂમમાં આવી અને તેને ભર નિંદ્રામાં પડેલી જોઇ પાછલા પગે અઝમતખાનમની પાસે આવી કહેવા લાગી-

કરીમન—નાહના બેગમ સાહેબતો હમણાજ સવારની નમાઝ પઢીને સુતાં છે તેથી તેમને જગાડવું વ્યાજબી ન લાગતાં હું તો પાછી આવી.

અઝમત—( ગુસ્સાથી ) ખુદાની માર એના સુઇ રહેવાપર! મને તો એજ લુચ્ચીના કારસ્તાન દેખાય છે માટે જા હમણાને હમણા તેને લાત મારીને ઉઠાડ અને મારી પાસે લાવ, હું હવે તો તેની સઘળી હકીકત નવાબને કહી પુરેપુરી ગત બનાવું છું!

કરીમન દાસી બીજી દાસીઓ કરતાં આલમઆરાને બહું ચાહતી હતી તેથી તેને બેગમના આવા બોલોથી બહુજ લાગી આવ્યું પણ પોતાનો કાંઇ ઉપાય ન હોવાથી લાચારીએ તે આલમઆરાની રૂમમાં આવી અને તેને ભર નિંદ્રામાં પડેલી જોઇ હાથમાં પંખો લઇ તેનાપર પવન નાંખવા ઉભી થઇ ગઇ પરંતુ બેગમની બીકથી પંખાને આ-

જુએ મુકી હળવેથી આલમઆરાને જગાડવા માંડયું કરીમ-નનો હાથ લાગતાંજ આલમઆરા જાગ્રત થઇ અને કરીમન ને ઉભેલી જોઇ પુછ્યું.

આલમઆરા—કેમ કરીમન અત્યારે કેમ આવી ?

કરીમન—આપને મોહટા બેગમ સાહેબ બોલાવે છે.

આલમઆરા—ઓ ખુદા સહવારની પોહોરમાંજ શું આફત આવવાની છે કે માએ મમતાથી કરીમનને બોલાવા મોકલી !

કરીમન—નાહાના બેગમ સાહેબ મમતા અને માયાની વાત કેવી ? આજ રાતે ઇમામન જાણ્યામાં કોઇની સાથે નહાસી ગઇ છે તો તેને નસાડી મુકવાનો આરોપ આપપર મુકીને હમણા યાદ કર્યાં છે.

આલમઆરા—વાહ ! વાહ ! બહુ સરસ ઇનસાફ ! નાહસી જાય દાસીને આરોપ આવે દીકરીપર !

આલમઆરા ઉઠીને મોંહ હાથ ધોઇ બેગમ સાહેબની રૂમમાંગઇ જ્યાં તેઓ વિક્રાળ વાઘની પેઠે ગુસ્સામાં ભુત બની ને બેઠાં હતાં આલમઆરાએ જઇને માને સલામ કર્યો અને બેસવાની તૈયારીમાં હતી કે તરતજ બેગમ સાહેબ ફફડી ઉઠયાં.

અઝમત—આલમઆરા ! તારા બદલે મેં સાપનો જન્મ આપ્યો હોતતો સારૂ થાત !

આલમઆરા—( અદબથી નીચી નજર કરી ) આ મારી કમનસીબી છે કે આપ સગા મા થઇને મારા માટે આવું વાકય બોલો છો અને મારી હસ્તીને નકામી સમજો છો.

અઝમત—સમજે શું ધુળ ! જ્યારથી તું જન્મી છે ત્યારથી મને તો દુઃખ, દુઃખ ને દુઃખજ આપતી રહી છે. એકપળ પણ સુખની ઘડી નસીબ થવા દીધી નથી ન્હાનપણમાંતો દુઃખ આપ્યું તે આપ્યું પણ મોહટી થઇનેએ તું મારા સુખનો નાશ કરવા ચુકતી નથી.

આલમઆરા—અમ્માજાન, મને યાદ નથી પડયું કે મેં આપને લેશ માત્ર પણ દુઃખ પોંહચાડયું હોય અથવા મારા સબબે આપે દુઃખ ઉઠાવ્યું હોય !

અઝમત—હું જે વસ્તુને ચાહું તેને તું ધીઃકારે તે શું મને દુઃખ પહોંચાડયુ ન કહેવાય ?

આલમઆરા—આપે એવી કઇ વસ્તુને ચાહી કે જે ને મેં ધીઃકારની નજરથી જોઇ હોય !

અઝમત—લે ચાલ, હવે રહેવાદે તારી ફીલસુફી, મારે આ તારો વાદવિવાદ નથી સાંભળવો, તું ભણેલી ગણેલી

છે તેથી નીકળી જવાનાં હજાર ફાંફાં મારીશ પણ યાદ રાખ હું તને મુકનાર નથી.

આલમઆરા—પણ મેં આપની કઇ ચાહેલી વસ્તુને તરછોડી ?

અઝમત—શું તું મારી ઇમામનથી દરરોજ નહોતી લઢતી ?

આલમઆરા—એક નિચ દાસી આપના હુકમનો અનાદર કરે અને તેને હું જરા ધમકાવું તો તે શું લડવું થયું !

અઝમત—તને કહ્યું તો ખરૂં કે મારે તારો પટપટારો નથી સાંભળવો માટે સાફ સાફ કહી દે કે તેં ઇમામનને ક્યાં સંતાડી છે ?

આલમઆરા—કોને ઇમામનને ? અને મેં સંતાડી! અજબ ! !

અઝમત—હા ! હા ! તેં તેં તેં ! ! સંતાડી અથવા નસાડી મુકી.

આલમઆરા—અરે તેતો મારા જેવી દસને વેચીને ચણા ખાઇ જાય તેવી છે.

અઝમત—હું કદી માનુંજ નહિ ને, જરૂર તેંજ સંતાડી અથવા નસાડી મુકી છે કારણ કે હવે તું પહેલાં જે-

વી રહી નથી, જરૂર તેં પેલા ઇરાનીઓના હાથે તને અચા વનાર યારની મારફતે ઇમામનને કોઇક જગ્યાએ નસાડી દી ધેલી હોવી જોઇએ.

"યાર" શબ્દ સાંભળતાંજ આલમઆરાના તન બદન માં ગુસ્સાનો અગ્નિ ફુંકાઇ ગયો તેથી તે ધ્રુજતાં ધ્રુજતાં બોલી.

આલમઆરા—મા, મા, જરા બોલતાં વિચાર કરો, અને જીભને કાબુમાં રાખો, એક નિચ દાસીના લીધે એક ની એક સગી દીકરીના માટે આવા નિચ વિચાર ધરાવો છો તે તમારા જેવી બેગમને જરાએ શોભતું નથી.

અઝમત—ઠીક છે ઠીક છે, તારા બાપને ઉઠવા દે, પ છી તારી વાત છે !

આલમઆરા—જરૂર, જરૂર, તમે નહિં કહો તો હું પોતે કહીશ.

આલમઆરા આટલું કહી ગુસ્સાને ગુસ્સામાં પોતાની રૂમમાં ચાલી ગઇ અને પોતાની માની બેવકુફીપર અફસો સ કરવા લાગી. ત્યાં તેને થોડીવાર થઇ હશે કે કરીમન દાસીએ આવીને કહ્યું.

કરીમન—નાહના બેગમસાહેબ, આપના પીતાજી આ પને યાદ કરે છે.

આલમઆરા—જા આવું છુ.

કરીમનના જવા પછી આલમઆરા ઉઠી અને ફરી હાથ મોં ધોઇ પોતાના પીતાની રૂમમાં ગઇ જ્યાં અઝમત ખાનમ પણ બેઠેલી હતી. આલમઆરા અદબથી મા અને બાપને સલામ કરી બેસી ગઇ. થોડીવાર પછી નવાબસાહેબે નરમાશથી પુછ્યું.

નવાબ—દીકરી તને કાંઇ ખબર છે કે ઇમામન ક્યાં નહાસી ગઇ ?

આલમઆરા—જી હા! હું સારી પેઠે જાણું છું કે તે કેમ અને કેવી રીતે આ ઘરમાંથી ગઇ.

અઝમત—( ખુશીના આવેશમાં આવી ) જુઓ હું નહોતી કહેતી કે આને બધી વાતની ખબર છે અને ઇમામનને નસાડવામાં મુખ્ય હાથ આનોજ છે.

આ સાંભળી નવાબસાહેબે બેગમને દબાવતાં કહ્યું.

નવાબ—બસ, બસ, છાનાં રહો, હું સારી પેઠે જાણું છું કે તમે તથા નિચ ઇમામને મારી દીકરીપર કેવા કેવા જુલમ ગુજાર્યા છે!

બેગમ—( છણકાથી ) હા સાહેબ, હવે તમે પણ દીકરીનીજ તરફેણમાં બોલશો!

**નવાબ**—હા ! જરૂર બોલીશ કેમકે જ્યારે તમે સ ગીમા થઇને દાસીના ભરમાવ્યાથી એકની એક દીકરીપર જુલમ ગુજારો ત્યારે શું હું બાપ થઇને તેની તરફેણ ન કરૂં ? અને કાંઇ ન બોલું !

**અઝમત**—ના, જરૂર બોલો, જરૂર બોલો. અને જરૂર તરફેણ કરો ? તમે નહિ બોલો તો શું તે આવીને બોલશે કે જેની સાથે તમારી દીકરી દરરોજ બાગમાં બેસીને વાતો કરે છે ?

**આલમઆરા**—હા ! મને લાચાર નિરાધાર અને ફંદા માં ફસાએલી જોઈ એક યુવાન મુકત કરાવવા આવ્યો હતો જેની સાથે અલબત મેં વાત કરી હતી.

**નવાબ**—લાચાર, નિરાધાર, કેવી રીતે ?

**આલમઆરા**—એક તો નાદિરશાહી કતલના દીવસે અને એક બીજા વખતે.

**નવાબ**—( દુઃખી અવાજમાં ) શું બીજી મુસીબત પણ પડી હતી ?

**આલમઆરા**—જી હા, કાલ રાતનીજ વાત છે કે નિચ ઇમામન બે ચાર બદમાશોને બાગની દિવાલ પાસે ઉભા રાખી મને ફરવાને બહાને ત્યાં લઇ ગઈ જેવી હું ત્યાં પોંહચી કે તરત તે બદમાશો મને પકડવાને ધસ્યા

પણ લાખ લાખ શુકર તે પાક પરવરદિગારના કે તેજ યુવાને આવી બદમાશોને પકડી લીધા અને મારી તથા મારા બાપ દાદાની જતી આબરૂ બચાવી લીધી. નહિ તો અત્યારે જેવી રીતે અંમા સાહેબ દાસીની જુદાઇમાં આકુળ વ્યાકુળ થઇ રહ્યા છે તેવીજ રીતે આપ અત્યારે પોતાની પુત્રીની જુદાઇમાં આકુળ વ્યાકુળ થાત, હવે અત્યારે હું આપની સામે પાક પરવરદિગારને હાઝરનાઝર સમજીને કહું છું કે જે આરોપ યુવાનની સાથે મારે કાંઇ છે એમ અંમા સાહેબ મુકે છે તેમાં સત્ય માત્ર એટલું છે કે તે યુવાને મને બે ત્રણ વખત બચાવી છે ત્યારથી મારા મન માં તેની જગ્યા થઇ ગઇ છે એ સિવાય મેં એક ડગલું પણ આપણા પવિત્ર મઝહબથી ઉલટું ભર્યું નથી. બાવાજાન, અત્યારે જે મેં બેશરમીની વાત કહી છે તે મને માફ કર-જો શું કરૂં અંમાજાનના મેહણાં સાંભળતાં સાંભળતાં મારૂં કલેજું પાકી આવ્યું છે તેથી આ બેશરમીની વાત કહેવાની હિંમત કરી છે. આટલું કહી આલમઆરા રોઇ પડી તર તજ નવાબે તેને છાતી સરસી ચાંપી ને બેગમને ગુસ્સા-થી કહ્યું.

નવાબ—હવે મારે ત્યાં તમારો નભાવ થવો મુશકેલ છે માટે આપ પણ ઇમામનની પેઠે પીયેર પધારો. તમારા

ખરચ માટે હું દર મહીને રૂપીઆ મોકલતો રહીશ.

અઝમતખાનમનું દીલ પણ ઇમામન વિના લાગે તેવું નહોતું તેથી આ વાતચીત થયાના બીજેજ દીવસે સર-સામાન બાંધી પોતાના પીએર સીધાવ્યાં.



# પ્રકરણ ૮ મું.

પ્રેમી પ્રેમ પરિક્ષામાં, થઇ ગયો જ્યારે પાસ;
પ્રભુએ પૂરી કરી, હતી જે તેની આશ.

જે રાતે આલમઆરાને જહાંકદરે બદમાશોના હાથથી મુકત કરાવી તે રાત પછી જહાંકદર આલમઆરાને મળી શકયો નથી પણ પ્રેમ પત્રોથી એ બંને પ્રેમીઓની મુલાકાત થઇ હતી એક વખતે જહાંકદરે આલમઆરાને લખ્યું કે હવે હું કયાં સુધી વિયોગ દુઃખ ઉઠાવું હવે તો મારામાં વિરહદુખ ઉઠાવવાની લગારે શકિત રહી નથી માટે હવે શું કરૂં ? આલમઆરાએ જહાંકદરના આ પત્રનો જવાબ આપ્યો નહિ પણ માત્ર દદાની મારફતે કહેવરાવ્યું કે વડીલોની મરજીને આધિન રહેવું એ સપુતોની નિશાની છે જહાંકદર આ વાકયનો ભાવાર્થ સમજી ગયો પણ શરમના લીધે પોતાના વડીલોને કાંઇ કહી શકયો નહિ પરંતુ જહાં-કદર અને આલમઆરાના પ્યારની વાત નવાબ અનીસુલમુ-

લ્કના કાન સુધી આગલા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે પોંહચી ચુકી હતી તેથી તેઓએ પ્રથમ તો પોતાની બેગમ અમીરૂનનીસાથી આ વાતમાં સલાહ લીધી, અમીરૂનનીસા બહુજ સમજદાર અને બુદ્ધીવાન સ્ત્રી હોવાથી તેણે પોતાના ખાવિંદને કહ્યું કે હું પણ દરરોજ જોઉં છું કે જહાંકદર અફસોસ અને દીલગીરીમાંજ પડયો રહે છે પ્રથમની પેઠે ફરવા હરવા પણ જતો નથી અને આખો દીવસ પોતાની રૂમબંદ કરીને બેસી રહે છે માટે હવે તેને લગ્નથી જોડી દઇ તેની દીલગીરી અને અફસોસીને કાપવી જોઇએ અનીસુલસુલ્કે પોતાની બેગમને પોતાના મત સાથે મળતી જોઇ આલમઆરાની વાત કહી આ સાંભળી બેગમ બહુજ ખુશી થઇ કેમકે આલમઆરાની પ્રંશસા તે ઘણા દીવસથી સાંભળતી હતી વળી નહાનપણમાં તેને જોએલી હોવાથી બેગમે પોતાની ખાસ મરજી દેખાડીને નવાબને કહ્યું કે આ પણ જહાંકદર માટે બહુજ સારૂં ઘર છે માટે તમે જલદી થી બંદોબસ્ત કરી નાખો. નવાબસાહેબે જવાબ આપતા કહ્યું કે તમે પ્રથમ જહાંકદરને પણ પુછી લ્યો જોકે તે ના તો કહેનારજ નથી પરંતુ વખત છે ને તેનો વિચાર બદલાઇ ગએલો હોય તો ફરી લગ્ન કરીને નકામી તેના ગળે પીડા વોરવા જેવું થશે. બેગમે કહ્યું કે ઠીક હું પુછી લઇશ. ન-

વાબના ગયા પછી બેગમે તરતજ જહાંકદરને બોલાવ્યો અને કહ્યું.

બેગમ—બેટા ! હવે તું લગ્ન લાયક થએલો હોવાથી અમે તારા લગ્ન કરી દેવા ચાહીએ છીએ કહે તારી શું મરજી છે !

જહાંકદર—( શરમાઇને ) અંમાજાન આપ તથા બાવાજાન વડીલ છો.

બેગમ—બેશક અમે વડીલ તો છીએ પણ લગ્ન તારે કરવું છે અને આખી જીંદગી સુધી તારે નભાવ કરવો છે માટે કહે એમાં શરમાવવાની વાત નથી નવાબ ફરહતુદદોલાની દીકરી આલમઆરાની સાથે તારા લગ્ન કરવાનો અમારો વિચાર છે માટે તું પોતાનો મત સાફ જણાવી દે.

જહાંકદર—અંમાજાન આપ જે કરશો તે મુનાસબજ કરશો માટે હું કાંઇ પણ અરજ કરી શકતો નથી.

બેગમે જ્યારે પોતાના દીકરાને રાજી થએલો જોયો ત્યારે તરતજ નવાબને બોલાવીને કહયું. તેઓએ પોતાના મીત્રોની મારફતે નવાબ ફરહતુદદૌલાને આ વાત કહી તેઓએ પ્રથમ પોતાની પુત્રી આલમઆરાની મરજી પુછાવી અને પછી હા કહી. જ્યારે જહાંકદર અને આલમઆરાને આ વાતની ખબર પડી ત્યારે તેઓના હર્ષનો પાર રહયો નહિ

અને દહાડા ગણવા લાગ્યા. નવાબ અનીસુલમુલ્કે લગ્નની હા થતાંજ મંગણીની રસમ ધામધુમ સાથે અદા કરી અને લગ્નની તારીખ નકી કરી આખરે લગ્નનો મુબારક દીવસ આવી પહોંચ્યો. જહાંકદરના આનંદનું પુછવુંજ શુ ? લગ્નના દીવસે નવાબસાહેબે આખા શહેરનું જમણ કર્યું અને રાતે ધુમધામની સાથે જહાંકદરનો વરઘોડો ચઢાવ્યો. જહાંકદર જરીના પોશાક ઉપર હીરામાણેક જડીત પાઘડી પેહરી અને માથે સોના રૂપાના ફુલોના સેહરો બાંધી ઘોડા ઉપર અસવાર થઇ વાજા ગાજા અને બંદૂકોના અવાજોની સાથે આલમઆરાના મહેલપર આવ્યો. વરઘોડાને નવાબ ફરહતુદદોલાએ એક મોહટા મંડપમાં ઉતારો આપ્યો. થોડીવારમાં શહેરના મોહટા કાજીસાહેબ પધાર્યા તેઓએ વકીલ અને ગવાહો રાખીને આ બન્ને પ્રેમીઓને લગ્નની પવિત્ર ગાંઠથી બાંધવાં માટે નિકાહ પઢાવ્યો આજુબાજુથી દોસ્ત આશના અને સગાસ્નેહિઓએ મુબારક સલામતની ધુમ મચાવી દીધી. નિકાહ થયા બાદ શીરીન શરબત પીલાવવામાં આવ્યું તે પછી કાજી સાહેબ વિદાય થયા એટલે તરતજ તાયફાઓ આવ્યા અને તેઓએ નાઝનખરાથી ગાનતાન શરૂ કર્યું. આખીરાત ગાનતાન ચાલ્યુ બીજે દીવસે નવાબ ફરહતુદદોલાએ બરાતીઓની સારી આગતા સ્વાગતા કરી અને સાંજે આલમઆરાને

દુલહન બનાવી પાંચ લાખ રૂપીયાનો દહેજ આપી વિદાય કરી. પોતાની પ્રિયા દુલહન બનીને પાલખીમાં બેઠી છે અને પોતે ઘોડા ઉપર બેસી વાજાગાજાની સાથે જાય છે એ વિચાર આવવાથી જહાંકદરના હર્ષનો પાર રહ્યો નહિ. દુલહનને લઇને દીકરો આવે છે તેને સનમાન આપવા માટે જહાંકદરની મા પોતાના મહેલ ઉપર પહેલાથી જઈને બેઠી હતી દુલહનની પાલખી મહેલના દરવાજા પાસે રાખી અને જહાંકદરે આવી આલમઆરાને ગોદમાં ઉઠાવી મહેલમાં પલંગપર જઇને બેસાડી તે વખતે બેગમસાહેબે સોના રૂપાના ફુલથી દીકરા અને વહુને વધાવી લીધાં.

જે આલમઆરાના વિયોગમાં જહાંકદર મજનું બની રહ્યો હતો અને જે આલમઆરાનાં દર્શન માટે તે તલપી રહ્યો હતો તે આલમઆરાને પોતાના મકાનમાં દુલહન બની ને બેઠેલી જોઇ હર્ષથી અર્ધ ગાંડો થઈ ગયો અને એક એક મીનીટનો હિસાબ કરવા લાગ્યો. છેવટે સુર્યનારાયણ અસ્ત થયા. આખા મહેલમાં રોશની કરવામાં આવી અને જહાંકદરના ઓરડાને સુગંધીમય પુષ્પોથી શણગારવામાં આવ્યો. આશરે નવ વાગે બે ચાર સ્ત્રીઓએ આલમઆરાને ઓરડામાં લાવીને બેસાડી અને જહાંકદરને ખબર આપી. જહાંકદર ખુશીના આવેશમાં પોતાના ઓરડામા ગયો અને

આલમઆરાને જોઇ ગાંડો ઘેલો બની ગયો. જે રાત અથવા જે મુલાકાત માટે પ્રેમીઓ રૂદન કરે છે, ગાંડા બને છે, દુઃખ ઉઠાવે છે, લોકોના મેહણા સાંભળે છે, અને જે વસ્તુને કે તેઓ ધીઃકાર કરે છે, તેને પ્રિયાના મેલાપની ખાતર જીગરથી ચાહે છે, તે રાત આજે જહાંકદર જેવા સાચા પ્રેમીને નસીબ થએલી જોઇ, પ્રિય વાંચકો! આપણે અહિં ઉભા રહેવું નહિ જોઇએ. તે બન્ને પ્રેમીઓને વિરહ દુઃખ કાપનાર મુલાકાતનો લાભ લેવા દો! મળવા દો! ભેટવા દો! અને પેટ ભરીને વાતો કરવા દો!

જહાંકદર પોતાના લગ્ન વખતે તે બુઢા કરીમખાનને ભુલ્યો નહોતો જેની મદદવડે આજે આલમઆરાથી ભેટવા પામ્યો હતો. જહાંકદરે કરીમખાનને લગ્ન પ્રસંગે મોહટાં ઇનામો આપ્યાં અને પોતાના પિતાને કહીને ઇનામો અપાવ્યાં તથા પોતાના જનાનખાનાની દેવડીના દારોગાની જગ્યા ઉપર નીમ્યો જ્યાં કરીમખાંને પોતાની જીંદગીનો પાછલો હીસ્સો પુરો કર્યો. ગીરધારી અને બનુને પણ જહાંકદરે પોતાની તહેનાતમાં રાખ્યા જ્યાં તેઓ નીમકહલાલીથી હમેશ સુધી રહ્યા.

આલમઆરાની મા અઝમતખાનમે દીકરીના લગ્ન ઉપર આવવા ઘણી વખતે કહેવરાવ્યું પણ નવાબ ફરહતુદદોલા

એ સાફ ના પાડી પરંતુ ફરી આલમઆરાના સમજાવવા અને વીનવવાથી બોલાવી. હવે અઝમતખાનમ પહેલા જેવી રહી નથી. જેવી રીતે તે પોતાની દીકરીથી પહેલાં અદાવત રાખતી હતી તેવોજ રીતે બલકે તેથી પણ વધારે હેતથી હવે તે આલમઆરાને ચાહવા લાગી.

લગ્નના બીજા વરસે ખુદાના ફઝલથી આલમઆરા એક ચાંદ જેવા પુત્રની માતા બની, અને તે પછી તેનો વંશ એટલો બધો વધ્યો કે અત્યાર સુધી દીલ્લીમાં અમનચેનથી રહે છે અને નવાબના માન ભર્યા ખેતાબથી ઓળખાય છે. તેમાંના કેટલાક તો લખનૌ અને હૈદ્રાબાદમાં જઇને વસ્યા છે. અને સારી આબરૂ ધરાવે છે.

આ વાર્તા પુરી કરવા પહેલાં આટલું જણાવી દેવું વ્યાજબી ગણાશે કે જહાંકદરના મોહટા પુત્ર માહકદરને નવાબ ફરહતુદદૌલાએ પોતાની તમામ દોલતનો વારસ બનાવ્યો અને આખી જીંદગી બહુજ આરામ અને સુખમાં ગુજારી. કોઇ કોઇ વખતે આલમઆરાને જહાંકદર રમુજમાં કહેતો કે "પ્યારી, મારે તો નાદિરશાહનો આભાર માનવો જોઇએ કે જેના કતલેઆમના હુકમના પ્રતાપે હું આજે તને મેળવવા ભાગ્યશાળી બન્યો છું."

થોડા દીવસમાં છપાઇ બહાર પડશે

# હું પોતે.

આજ સુધી ઇસલામી લેખકના હાથે આ વાર્તા જેવી દુઃખ સુખનો ચિતાર દર્શાવનારી એકે વાર્તા બહાર પડી નથી એક વખત વાંચવી શરૂ કરતાં ફરી તેને પુરી કરવાનુંજ મન થશે છેવટમાં એક મોહટો ભેદ ખુલે છે તે વખતે વાંચનાર અજબ થયા વીના રહેશો નહીં. આશરે પૃષ્ટ સવા સોથી દોઢસો કીંમત માત્ર રૂા. ૦-૬-૦ પોસ્ટેજ જુદું

નામ નોંધાવો.